# અમથી ડોશીની




નિરંજન વર્મા
જયમલ્લ પરમાર

# અમથી ડોશીની

# અવળવાણી


લેખકો :

નિરંજન વર્મા

જયમલ્લ પરમાર



ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ

ભીમરાજ બીલ્ડિંગ, કાલબાદેવી, મુંબઈ-૨

[illegible]રના-ઠીઝ પુલ નીચે, ગાંધીમાર્ગ—અમદાવાદ

પહેલી આવૃત્તિ

માર્ચ : ૧૯૪૬



કિંમત:

૩-૦-૦

પ્રકાશક :
તારાચંદ માણેકચંદ સ્વામી,
ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ,
ભીમરાજ બિલ્ડિંગ, કાલબાદેવી,
મુંબઈ - ૨

મુદ્રક :
મણિલાલ છગનલાલ શાહ,
ધી નવપ્રભાત પ્રિન્ટિંગ પ્રેસ,
ઘીકાંટા, નોવેલ્ટી ટોકીઝ પાસે,
અમદાવાદ

સ્વ. દાદીમા લાછબાઈ માને

લોકગીતની, દંતકથાની અને કહે-
વતોની, ઓઠાંની અને ઉખાણાંની,
મરમની અને અવળવાણીની સીધી
સરવાણી જેમના તરફથી મળી.

# ‘હું’ અને ‘અમથીડોશી’

આમ તો ક્યારેક ક્યારેક ‘ફૂલછાબ’માં શ્રી. સુશીલ ભાઈ* સાંબેલાં રેડ્યા કરતા. ‘સાગર તીરે શંખ છીપલાં’, ‘સાંબેલાંના સૂર’, ‘સાંબેલાં’ અને એવાં જ કોઈ કોઈ મથાળા તળે. સુશીલભાઈનું શરીર જરા ભારે ખરું પણ હાથ એટલો હળવો કે આદતના જોરે એક દિવસે એમણે ‘ફૂલછાબ’નાં પાનાંમાંથી પણ હળવે હાથે કલમ સેરવી લીધી. હળવે હાથે કલમ સેરવી લીધી, એટલે અવાજ ન થયો. ‘સાંબેલાં’ની ખૂબી જ એ, કે હળવે હાથે ગમે તેને ગમે તેટલું વગાડો પણ અવાજ ન થાય. મૂંગો સાકર ગળે ને એની મીઠાશ મનમાં જ માણે, એવું જ આ ‘સાંબેલાં’નું છે.

સુશીલભાઈ તો સરકી ગયા ને હળવે હાથે ‘સાંબેલાં’ રેડવવાનો ચીલો પાડતા ગયા; પણ આ તો ભાલનો કાંઠો ને પાછું રાણપુર. એવી તો ખેપટ ઊડે, કે ભલભલા ચીલા ભૂંસાઈ

---

* શ્રી. ભીમજી હ. સુશીલ

જાય; પણ અમારા તંત્રી હતા હોંશીલા. કહે કે ભાઈ! આવા ચીલાને તો ચાલુ રાખવા જેવો છે હો ! ભારે વાચન પછી મનનો થાક ઉતારવાનો આ તો નુસખો કહેવાય.

બીજી રીતે ય પત્રકારીત્વને આ ચીલો ઘણો ઉપકારક હતો. વિશ્વયુદ્ધને ખૂમચે લોકોને પાજી બનાવનારી, ભરમાવનારી તરેહ તરેહની એવી તો વાનીઓ મુકાયે જતી હતી, કે અખબારોની દાઢ સળવળી જ ઊઠે; પણ સીધી રીતે ટીકા કરવાની અખબારો Chivalry (પ્રેમશૌર્ય) બતાવે, તો 'હિંદ સંરક્ષણ ધારા'ની કલમ દીવાની બનીને પ્યાર કરવા દોડી આવે. આમ તો અખબારો કંઈ ઓછી કલમો સાથે પ્યાર નથી કરતાં. પણ સંરક્ષણ ધારાની કલમનો સૌની લાડકવાયી બનવાનો કલીઓપેટ્રા જેવો કાતિલ પ્યાર અખબારોથી જીરવાય એમ નહોતો; એટલે 'સાંભેલાં'નો ચીલો સજીવન કર્યો.

એક બીજું કારણ એ હતું, કે આ જગતમાં કાણાને કાણો નથી કહી શકાતો. આપણે એવી કહેવતો ઘણી જોડીએ છીએ, કે 'સંગ ન કરના તીન જનેકા; લૂલે, લંગડે, કાણેકા'. પણ મોટા વાઈસરોયથી માંડીને અદના મવાલી સુધીના કોઈને આપણે નથી કહી શકતા, કે 'તારો સંગ કરવા જેવો નથી: કારણ કે તું કાણો છે'.

એ જ રીતે ખુશામતખોરને કહેવા જાઓ, કે 'ભાઈ! તું તો ભારે માખણિયો છો' તો વગર હોળીએ તમને ફાગ સાંભળવા મળશે; પણ એને એમ કહો, કે 'આપની વાણીમાં તો અજબ જાદુ ભર્યું છે.' તો પછી જોઈ લ્યો મજા! તમે આ દુનિયાના સૌથી મોટા હીરાપારખુ બની જવાના.

કોઈ અતિવિવેકીને કહો, કે 'તમારો વિવેક તો હવે ખુશામતની યે હદ વટાવી જાય છે' તો બબલ બર્સ્ટ થઈ જવાનો; એટલે કે વિવેકનો ફુગો ફૂટી જવાનો. પણ એને એમ કહો, કે 'આપ તો બહુ ભી......જ નમ્ર છો.' તો એમને મુખે વગર ઉનાળે ખાખરો ખીલી ઊઠશે.

કોઈ નીવડેલ વેપારીને કહેવા જાઓ, કે 'તમે ઠીક બધાનાં વિશ્વાસે ગળાં કરો છો.' તો જાણજો, કે હવે તમારું યે ગળું ભયજનક વિસ્તારમાં મુકાઈ ગયું છે. પણ તમે એને કહો, કે 'આપ અદ્ભુત વેપારી કુનેહ ધરાવો છો.' તો તમે ઓછામાં ઓછું ચાપાણીમાંથી તો નહિ જ જાઓ.

આમ તાણિયાને તાણિયો કીધો નથી થાતો. એને વળી સિદ્ધાંતવાદી કહેવો જોઈએ; ને જૂનવાણી માનસવાળાને દીર્ઘદ્રષ્ટા. એ જ રીતે મીંઢાને સરળ સ્વભાવનો, દંભીને સાધુ, પ્રપંચીને કળવકળવાળો, ઠગને ચાલાક અને મૂરખને ભોળો, નિખાલસ અને પ્રમાણિક કહેવો રહ્યો.

આવું 'સાપ મરે નહિ અને લાઠી ભાંગે નહિ' એવું કામ એક 'સાંબેલાં'થી જ સરે, એટલે 'સાંબેલા'એ નિયમિત અને વ્યવસ્થિત સ્વરૂપ પકડયું. વાચકોને ગમ્યું. 'ફૂલછાબ'નું અનિવાર્ય અંગ બની ગયું.

પત્રકારિત્વમાં—ખાસ કરીને સાપ્તાહિકમાં અમુક અંશે ય સમાનધર્મી સાથીઓ (તંત્રીમંડળમાં) મળી જાય, તો કામ કરવાની ભારે મજા આવે છે. ચાર ચાર વરસ સુધી એવી મજા અમે માણી શકયા છીએ. ગામડાંના સામાન્ય સમાચારથી

માંડીને અગ્રલેખ સુધીના અને સાહિત્ય–સંશોધનથી માંડીને ગંભીર રાજકારણના લેખો અમે સૌ સાથે મળીને વિચારતા અને ચર્ચતા. ઓછું આવવાના કશા જ ભય સિવાય એક–બીજાના લેખોમાં સુધારાવધારા કરતા, કે સૂચવતા.

Team workનો અમારો Spirit એટલી હદે વિકસ્યો હતો, કે ફૂલછાબનાં પાનાં તો ઠીક પણ અમારામાંથી ગમે તેનું પુસ્તક લખાતું હોય, કે છપાતું હોય તો પણ સાથે મળીને એના ગુણાવગુણની ચર્ચા કરતા, સુધારાવધારા સૂચવતા, વેરણછેરણ લેખોનું સંપાદન કરતા અને કોઈ પુસ્તક બરાબર ન લાગે, તો આખાં પ્રકરણોનાં પ્રકરણો બેધડક ફેરવાવી નખાવતા. નાનો સરખો ય લેખ એકબીજાની આંખ તળેથી પસાર થયા વિના પ્રકટ થતો નહિ. એમાં અમને કદી નાનામોટાનો ભેદ આડો આવ્યો નથી. એમાં અમને એકબીજાનું સૌજન્ય જાહેર કરવાની કદી જરૂર જણાઈ નથી. એથી ઊલટું બહારના કોઈએ આંગળી ચીંધવાનું યે સૌજન્ય બતાવ્યું હોય, તો એનો ઋણ-સ્વીકાર કરવાનું કદી ચૂક્યા નથી.

આવા Team Spiritમાં એકબીજના વિચારો શૈલી ને ભાષા ચોક્કસ સ્વરૂપ પકડતાં. હાસ્યકટાક્ષની રંગત જામતી; અને બીજા કંઈક લેખો ને પુસ્તકોની જેમ 'સાંબેલાં'ના સંગીતની મજા પણ સૌ સાથે મળીને લૂંટતા. 'અમથી ડોશીની અવળ-વાણી'ની આ પશ્ચાદ્ભૂમિકા છે. ૧૯૪૧ના આરંભમાં 'સાંબેલાં' બજાવવા શરૂ કર્યાં તે ઠેઠ ૧૯૪૨ના ઓગસ્ટના અંતમાં 'ફૂલછાબ'માંથી છૂટા થયા ત્યાં સુધી એકધારા એના સૂર છેડ્યા કર્યા.

'૪૨ની લડત પૂરજોસમાં ચાલતી હતી. ખુલ્લી રાજકીય પ્રવૃત્તિ અશક્ય બની ગયેલી. કોઈ નિમિત્તે જાહેર પ્રવૃત્તિ જીવતી રહે એ માટે કેટલાક મિત્રોએ ભેગા મળીને બહેનોના સહકારથી સ્ત્રીઓની પ્રવૃત્તિ શરૂ કરી. એના મુખપત્ર તરીકે ૧૯૪૪ના માર્ચમાં 'ભગિની' નામનું પાક્ષિક શરૂ કર્યું. આ પાક્ષિકનો હેતુ બહેનોની પ્રવૃત્તિનો સામાન્ય ખ્યાલ આપવા સાથે સ્ત્રીઓને રચના અને રાજકારણનું સામાન્ય જ્ઞાન આપવાનો પણ હતો. 'સાંબેલાં' જે પરિસ્થિતિમાંથી જન્મ્યાં એ પરિસ્થિતિ કંઈક વધુ વણસેલી હતી; એટલે બીજા વિભાગો સાથે કટાક્ષ–લેખો પણ શરૂ કર્યા.

'સાંબેલાંના સૂર' કે 'સાંબેલાં' એ તો 'ફૂલછાબ'નાં શીર્ષક હોવાથી એ શીર્ષક તળે લખી શકાય નહિ. એમાં શ્રી. 'હું'ની કલમને બુરખો ઓઢીને લખવાની ફરજ પડી. 'સાંબેલાં' બજાવનારી કલમ જ 'ભગિની'ના કટાક્ષ–લેખો લખે છે, એવી અસર ઊભી ન થવા દેવાની પરિસ્થિતિએ ફરજ પાડેલી.

એ ઉપરાંત ઘણી ડોશીઓ નવરી બેઠી મલક આખાની મફત ઠાલાની ઉપાધિ કરતી હોય છે; એટલે સ્ત્રીઓનું સહેજે ધ્યાન ખેંચાય એ આશયથી શ્રી. 'હું'ની કલમે 'અમથી ડોશી'નું ઉપનામ ધારણ કર્યું; અને 'સાંબેલાં' એ 'અવળવાણી'નું.

'અમથી ડોશી'ના ઉપનામનું એથી વધુ પ્રયોજન ન હતું.

કથાનકોની જેમ જ હળવાં રૂપકો તરફ લોકોનું ધ્યાન વધુ ખેંચાય છે. હળવાં રૂપકોમાં ય અવળવાણી તરફ લોકોને એકદમ

કુતૂહલ જાગે છે, વાંચવા-જાણવાની જિજ્ઞાસા પેદા થાય છે; એટલે એ જિજ્ઞાસા દ્વારા કહેવાની વાતના દોર ઉપર સહેજે વાચકને કે શ્રોતાઓને લઈ જઈ શકાય છે.

પુરાણે અવળચંડીના ઘણા પ્રયોગો સાંભળ્યા છે; પણ અવળ-વાણીનો પહેલો પ્રયોગ નજરે ચડે છે. કબીરજીનાં ભજનોમાં કબીરજીએ વેદાંત જેવા ગંભીર વિષયને અવળવાણીમાં ઉતારેલ છે. ત્યાર બાદ તો રવિસાહેબ, મોરાર સાહેબ અને ગુરુ મછન્દર પરતાપે ગોરખનાથ જેવા અનેક સાધુ-સંતોએ ભજનોમાં અવળવાણીના પ્રયોગ કર્યા છે. એમાં વળી આ જમાનો તો એવો અવળ-ચંડીલો છે કે એને અવળવાણી જ વધુ ફાવે.

અવળવાણી એ મનોરંજન આપવાનું, હાસ્યરસ ઉપજા-વવાનું, નર્મરસ પૂરો પાડવાનું કે ટોળ-ટીખળ દ્વારા પ્રસંગો કે બનાવોમાં રહેલા વિરોધાભાસો બહાર લાવવાનું જ કામ નથી કરતી; પણ હળવા વિનોદ દ્વારા ગંભીર પ્રશ્નો અને વિષયોના સાર-સત્ત્વો સુધી પોંચી જાય છે. માનવસ્વભાવમાં ઊંડે ઊંડે રહેલી વિરોધી સંભાવનાઓનો આસાનીથી પરિચય આપી જાય છે; અને રમતરમતમાં સમાજ-જીવનના કૂટ પ્રશ્નો આગળ લાવી મૂકે છે. અવળવાણી એ લોકમુખે જ ટિચાતો, ઘડાતો અને ચોક્કસ ઘાટ પકડી ગયેલો લેખનકલાનો એક સ્વતંત્ર પ્રકાર છે.

'સાંભેલાં' એ અવળવાણીનો એક પ્રકાર ખરો, પણ એ રોજેરોજના પ્રાસંગિક બનાવો ઉપર લખાયાં છે, જ્યારે અવળ-વાણીના લેખો પ્રસંગોના ગર્ભમાં રહેલાં મૂળભૂત તત્ત્વોને ખ્યાલમાં રાખીને લખાતા; પણ હમેશાં બને છે એમ થોડા જ સમયમાં 'ભગિની'એ પોતાનો બધો ભાર ભ્રાતાઓ ઉપર નાખી

દીધો. પછી તો હરિજનો માટે જ ગાંધીજીએ શરૂ કરેલાં 'હરિજન' અખબારોમાં ધોળે દિવસે દીવો લઈ શોધવા જતાં ય હરિજન હાથ આવતો નથી, એવું કંઈક 'ભગિની 'નું થયું. Social Forces સામાજિક બળાબળો અસર કરી ગયાં.

'ભગિની 'ની સાથોસાથ અમથી ડોશીનો ક્ષર દેહ બદલાઈ ગયો, પણ અક્ષર દેહ ચાલુ રહ્યો; તેમ છતાં આ પુસ્તકના ૧૩૨મા પાનાની પહેલી લીટી બે વખત સુધાર્યાં છતાં કંપોઝિટરથી કટાક્ષ થઈ જ ગયો છે, કે '...મોડા મોડા પણ તમારા સતીત્વને ધન્યવાદ આપવા આવી પહોંચી છું...' પણ What is in a name ? 'ભગિની 'નું સ્વરૂપ બદલતું રહ્યું, તેમ કટાક્ષનું ક્ષેત્ર વિશાળ થયું. નજરને પકડી લેતા પ્રશ્નોને આવરતાં અવળ-વાણીમાં વિહંગ વિહાર આવ્યો.

'ભગિની 'માં પ્રકટ થઈ ગયેલા લેખોમાંથી અહીં તો દસ જ આપ્યા છે. એ દસે લેખોમાં જરૂરજોગા સુધારાવધારા પણ કર્યા છે. જ્યારે છેલ્લા ત્રણ લેખો તાજા જ લખેલા ને અપ્રકટ છે.

ગજ ને કાતરણી લઈને બેઠેલાં અમથી ડોશીએ કોઈનાં ઓછી–ઉધારાં ન રહે એનો ખ્યાલ રાખ્યો છે, છતાં વેતરવામાં ક્યાંય વાંધો રહી ગયો હોય ને જેનાં વધ્યાં–ઘટ્યાં હોય એ ભલે લઈ–દઈ લે.

નિરંજન વર્મા
જયમલ્લ પરમાર

# અમથી ડોશીની અવળવાણી

## અ નુ ક્ર મ


| | | |
|---|---|---|
| ૧ | વાંઝિયા ચોરાના વારસદાર | ૩ |
| ૨ | ખૂંટડાની ખેતી | ૧૧ |
| ૩ | ગાંધીજીના ચમત્કાર ! | ૨૪ |
| ૪ | સ્વરાજ ભલે રંડાય; પણ રેંટિયો નહિ ! | ૩૬ |
| ૫ | અક્કલમંદોની અજબ દુનિયામાં | ૫૨ |
| ૬ | સાઠે બુદ્ધિ નાઠી ! | ૬૭ |
| ૭ | જુવાની જ ઝઘડાનું મૂળ છે ! | ૮૫ |
| ૮ | ચીલે ચીલે ચાલો રે... | ૯૭ |
| ૯ | સાંભેલાંનાં સાચાં વારસદાર | ૧૦૪ |
| ૧૦ | ખામી એક વાણિયાવિદ્યાની | ૧૧૩ |
| ૧૧ | સતીમાતાની સેવામાં | ૧૩૦ |
| ૧૨ | કર્તવ્યકર્મના સિદ્ધાંતો | ૧૪૭ |
| ૧૩ | પુરાતા પાયાના ચણતર મહીં પથ્થર થવું | ૧૬૫–૧૮૦ |

૧

# વાંઝિયા ચોરાના વારસદારો

અમથી ડોશી એમ ઓચરે, ધરમ, વાડો ને વાદ,
જનમતાંમાં જોર કરે, જેમ આષાઢી મેઘનાદ.
જૈન જગતમાં ભારે જબરો, બુદ્ધિમાં બુદ્ધ બળિયો,
શંકર તો સમ્રાટ બન્યો, એ જાય ન કોઈથી કળિયો.
શાસ્ત્રપૂત હું, વિજ્ઞાન-શુદ્ધ હું, કહીને કાઢે ×હડિયો,
ચોમાસાનો ચરેલ આખલો, જઈ ગોધણમાં ભળિયો.
અનુગામીની અવળચંડાઈમાં, ભેજાં એનાં ચસકે,
વણનાથ્યા વીફરવા માંડે, કોઈ સૈકે કોઈ દસકે.
(એમ)* મારક્સ-થોથે ધૂળ ચડી ને વિજ્ઞાન વંઠી પડિયાં,
વાદ-ધરમને જૂને ચીલે સામ્યવાદી પણ ચડિયા.

× હડિયો-દોડાદોડ, * મારક્સ-કાર્લમાર્ક્સ.

**અમથી** ડોશીને એક વાતનો ઓરતો રહી જતો હતો કે રેશનિંગને કારણે જો આ મંતર–જંતર અને દોરા–ધાગા કરી ઇચ્છિત વરદાન દેનારી સાધુ–ફકીરની જમાત મરી ખૂટશે તો હિંદની શ્રદ્ધાળુ જનતાની દશા શી થશે ? પણ હિંદના વૈજ્ઞાનિક સામ્યવાદીઓ એવો ભરોસો આપતા રહે છે કે, 'મૂંઝાઓ મા, ચોરાનો વંશ ખાલી નહિ જાય.'

આજે તો જ્યાં રશિયાનો બોલ પડે છે ત્યાં પાતાળ–કૂવા પેદા થાય છે, રશિયાનું થૂંક ઊડે ત્યાં મર્મરધ્વનિ કરતાં આબે–ઝમઝમ અને ગંગોદકથી પણ પવિત્ર એવાં ઝરણાં ફૂટી નીકળે છે, રશિયાની ધૂળ ઊડે ને પાપી પવિત્ર બને છે, રશિયાની આંખ ઊઘડે ને ત્રિલોક કાંપવા માંડે છે, રશિયાના પગ સ્પર્શે ને મેંઢાંમાંથી કેસરી બની જાય છે, રશિયાના આશીર્વાદે વાંઝિયાંનાં મેણાં ભાંગે ને રશિયન રાજપુરુષોનાં નાડાં ધોઈ પીતાં અભાગણીનાં આડાં ભાંગી જાય છે. રશિયાનું રટણ કરતાં પતિયાંનાં પત, રોગિયાંના રોગ ને દુઃખિયાંનાં દુઃખ માત્ર નાશ પામે છે.

આ કોઈ અબુધ, અજ્ઞાનઅને અજડ જેવા ગામડિયે કહેલી જંતર–મંતર કે વહેમની દંતકથા નથી,

પણ હિંદના વૈજ્ઞાનિક સામ્યવાદીઓ રશિયાના દેવને જે 'નૈવેદ્ય' ધરી રહ્યા છે તેની પ્રસાદી માત્ર છે.

આર્યસમાજીઓએ કહ્યું કે, 'વેદમેં સબ કુછ હૈ,' સ્વામીનારાયણવાળાઓએ કહ્યું કે, 'શિક્ષાપત્રીમાં બધું છે.' કરાંચીની લીગ–પરિષદમાં મુસ્લિમ જુવાનોને નવાબ યારજંગ બહાદુરે કહ્યું કે, 'માર્ક્સ અને લેનિન વાંચવાની તમારે કંઈ જરૂર નથી, કુરાન મેં સબ કુછ હૈ' તેમ હિંદી સામ્યવાદીઓ પણ આજે વિચાર અને વર્તનથી બતાવી રહ્યા છે કે, 'રશિયામેં સબ કુછ હૈ.'

જેમ આર્યસમાજની એકાદ શિક્ષણસંસ્થામાં થોડું દાન આપી રાખડી બંધાવી 'વીર ભ્રાતા' કે 'વીર ભગિની' બની જવાય છે તેમ 'હિંદી સામ્યવાદી મંડળ'ના ફાળામાં ફૂટેલ બંગડી કે ઘસાઈ ગયેલી ઘડિયાળ આપતાં દેશપ્રેમી વીર બની જવાય છે. જેમ ખ્રિસ્તીધર્મ અંગીકાર કરનાર સ્વર્ગે જ જાય છે તેમ સામ્યવાદી મંડળનું સભ્ય બનનાર તાવે તરફડીને મર્યું હોય તોપણ શહીદ જ બને છે. (જૂની પરિભાષામાં સ્વર્ગે જઈને અપ્સરાને વરે છે.)

હાથ દુ:ખતો હોય ને ગાંધીજીથી કોઈ દિવસ ડાબ

( બકેટ ) વાંકી પકડાઈ જતાં આશ્રમવાસી એમાં પણ ગાંધીઅન ફિલોસોફીનો કંઈક હેતુ રહેલો માને, તેમ રશિયામાં કોઈ અવળપગું છોકરું જન્મે કે સ્ટાલિનની મૂછનો બાલ ફરકે તો એની પાછળ પણ કંઈક સામ્ય-વાદનું સૈદ્ધાન્તિક રહસ્ય મળી જ આવશે.

વારંવાર અસુરોથી ત્રાસીને વિષ્ણુને શરણ જતા દેવો ભયહીન બને છે તેમ શાહીવાદ, મૂડીવાદ કે કોઈ પણ વાદથી ત્રાસેલો દેશ કે માનવી રશિયાનું શરણ લેતાં ભયહીન બને છે. પછી એને સ્વાતંત્ર્ય તો ઠીક, પણ સ્વર્ગની પણ જરૂર રહેતી નથી, કારણ કે—

‘ રશિયા નામક ઔષધિ, ખરી નીત સે ખાય;
અંગ પીડા વાધે નહિ, મહા રોગ મિટ જાય.’

મહાભારતના યુદ્ધમાં પૂછડાં ઝાલી ઝાલીને ભીમે હાથીનાં ખોખાં અદ્ધર ઉલાળેલાં, જે હજી નથી પડયાં એવા પુરાણ–કથનમાં શંકા સેવનારાને જેમ આખા કુરુ-ક્ષેત્રના યુદ્ધનું પાપ લાગે છે, તેમ રશિયાને નામે વહેતી થયેલી કે વહેતી કરવામાં આવેલી કોઈ પણ વાત કે વિગતમાં અશ્રદ્ધા આણનાર, વહેમ લાવનાર કે વિરોધ કરનાર મહા દેશદ્રોહી ઠરે છે ( જૂની પરિભાષામાં મહાપાપી. )

એ તો—

સામ્યવાદની સાંકળે સ્ટેલિને બાંધી,
જેમ તાણે તેમ તેમની રે
મને લાગી કટારી પ્રેમની....

રશિયા એ તો હિંદી સામ્યવાદીઓની પિતૃભૂમિ છે એવો ગંદો પ્રચાર કરનારાઓએ હિંદી સામ્યવાદીઓને અઘોર અન્યાય કર્યો છે, કારણ કે પિતાના વારસાને તો નમાલા પુત્રો જ તાકે, તેજસ્વી પુત્રોની નજર તો પિતૃભૂમિ બહાર ક્યાંક પરાક્રમ કરવા મંડાઈ હોય છે, જ્યારે હિંદી સામ્યવાદીઓને તો જેમ મીરાંને બધું કૃષ્ણમય લાગતું તેમ બધું રશિયામય લાગે છે. એટલે કે રશિયા એ હિંદી સામ્યવાદીઓની પિતૃભૂમિ નહિ પણ વ્રજભૂમિ છે.

સ્ત્રીનું મોઢું ન નીરખનાર એક કૃષ્ણભક્ત વ્રજવાસી સ્વામીને મીરાંએ કહેલું ને કે—

'અન્ય પુરુષ હું જાણું નહિ,
વૃજમાં પુરુષ છે એક.'

એટલે કે, વૈષ્ણવ-સંપ્રદાયવાળા એક કૃષ્ણને જ પુરુષ માને છે ને બાકી બધું ગોપીસ્વરૂપ, તેમ આ હિંદી સામ્યવાદીઓ એક રશિયામાં જ વીરત્વ, પુરુષત્વ

ને દૈવત્વ ભાળે છે. રશિયા એ હિંદી સામ્યવાદીઓની પિતૃભૂમિ નહિ પણ વ્રજભૂમિ છે અને એ સામ્યવાદીઓ એની ગોપીઓ છે.

અમથી ડોશી તો ગોપીસ્વરૂપ આ હિંદી સામ્ય-વાદીઓની અને કાનસ્વરૂપ કો રશિયન રાજપુરુષોની રાસલીલા નિહાળવા નરસિંહ મહેતાનું ખોળિયું ધારીને હાથ સળગ્યો ત્યાં સુધી મશાલ લઈને ઊભાં ઊભાં લીન બની સાંભળી રહ્યાં કેઃ—

(મારા વાલાજીના વનમાંય, વાગે રૂડી વાંસલડી–એ રાગ)

મારા રશિયાજીના રણમાંય,
વાગે રૂડી ટેન્કલડી
હું તો ઘાંઘી ફરું છું ઘરમાંય,
કોણે પાઈ ભાંગલડી—વાગે.

શાણા શાહીવાદને શત્રુ માનીને,
હું તો ભૂલ કરી બેઠી'તી ભારી રે;
તારી આંખલડીના એક ઇશારે,
મારા ભેજાની ભ્રમણા ભાંગી રે—વાગે.

અમીર છોડીને આમજનતા જગાવવાની,
મફતની મૂર્ખાઈ મેં કીધી રે;

જમીંદારોને વિના કારણ વગોવ્યા,
પછી લીગની વાટ મેં લીધી રે—વાગે.

કિસાનસભાનો કકળાટ કાઢવા,
મેલી સહજાનંદને ટાંડી રે;
ઈન્દુલાલ યાજ્ઞિકને આઘા ખસેડીને,
પૂરા બનાવ્યા મેં પાજી રે—વાગે.

'ગાંધીકો છોડ દો'નાં સૂત્રો પોકાર્યાં,
એ તો રૈયતને રાખવા રાજી રે;
ખાદીની ટોપલી ને ખાદી–પે'રણ,
એ તો મૂરખ બનાવવાની બાજી રે—વાગે.

હિંદુ–મુસ્લિમની એકતાને નામે,
ઘેરેઘેર છછુંદર ઘાલી રે;
'આત્મનિર્ણય'ને આગળ રાખીને,
મેં બઝવી બે મોટી બિલાડી રે—વાગે.

વાંદરની ચાલ બાદ વાગોળવા બેસું ત્યાં,
આડો અવ્યો સમાજવાદી રે;
'ભાંગફોડિયો'ને વળી 'પાંચમી કતારિયો'
એણે કરી દેશની બરબાદી રે—વાગે.

સમાજવાદીને દેશદ્રોહી ઠરાવીને,
પ્રાગતિકને દીધો પાડી રે;
સુભાષને થાપ્યો ઝેરી ફણીધર,
પછી કોઈની ન ફાવે કારી રે—વાગે.

એવી ઠગેલ છતાં એવી અલબેલ કે,
ઝીણા પણ ઝૂકયા આ વારી રે;
શબ્દે સીધેલ તારા પ્રેમે પીડેલ,
મને લાગી કલેજે કટારી રે—વાગે.

માઝમ રાત ને મધુરા સૂર,
ભરી ટેન્કલડીને તાલે રે;
*કુબીશેવ ગામની કુંજગલનમેં,
ગોપી રમાડી વહાલે રે—વાગે.

•

* કુબીશેવ–રશિયાની બીજી રાજધાની.

## ૨

# ખૂંટડાની ખેતી

લૉર્ડ લિનલિથગો વાઇસરૉયપદેથી ઊતર્યા અને જનરલ વેવેલ વાઇસરૉય તરીકે આવ્યા ત્યારે કોઈકે કહેલું કે, 'આખલાયુગ ગયો અને હાથીયુગ શરૂ થયો.' ત્યારે તો મને એમ સમજાયેલું કે આ તો જરા કટાક્ષમાં બોલાયું લાગે છે, પણ આજે મને રહી રહીને એ વાક્યમાં રહેલું તથ્યાંશ સમજાય છે.

દેશ તેવા વેશ મુજબ લિનલિથગોને ઇંગ્લંડમાં ઘોડો પ્રિય હશે તેમ આ દેશમાં આખલો કેમ પ્રિય થઈ પડ્યો તે હવે બરાબર સમજાય છે. આપણા દેશમાં ઘોડાં, ગધેડાં કે ઊંટિયાં દ્વારા ખેતી નથી થતી.

પાડાને ભાગે જતી થોડીઘણી બાદ કરતાં લગભગ બધી જ ખેતી આખલા દ્વારા જ થાય છે. આ આખલાના અનેક પ્રકાર હોય છે: જેવા કે, બળદ, બળદિયા, સાંઢ, ઢાંઢા, ખૂંટડા, ગોધા, ગોધલા, ધોરી, નંદી, પોઠિયા વગેરે.

આ દેશની ૮૫ ટકા પ્રજા ખેતી ઉપર આધાર રાખનારી હોવાથી આપણી ખેતી (કૃષિ)નો દેવ બળદ કહેતાં ઋષભ ગણાય છે. એટલે લૉર્ડ લિનલિથગો હિંદમાં આવતાંવેંત આ આખલાને જ વળગી પડ્યા, કારણ કે આ ઉમરાવ પણ હિંદમાં ખેતી કરવા જ આવેલા. પછી તો લૉર્ડ લિનલિથગોની આખલાપ્રીતિ ઉત્તરોત્તર એટલી વધી ગઈ કે હિંદના બધા પ્રાંતો અને રાજ્યોના અમલદારો પણ બધે વાઈસરૉયની આંખે આખલા જ ભાળવા માંડ્યા. આ જોઈને મને એમ જ લાગેલું કે જતે દહાડે લિનલિથગો યુનિયન જેકમાં પણ આખલાનું પ્રતીક મૂકી દે તો ના ન કહેવાય.

રાષ્ટ્રધ્વજમાં રેંટિયો મૂકીને આપણો દેશી ગાંધીડો બચાડો ગોથું ખાઈ ગયો, ત્યારે સાત હજાર માઈલ દૂરથી આવેલા આ પરદેશી ગોરાની આર્ષદૃષ્ટિ તો

જુઓ ! એણે આ દેશમાં આવતાંવેંત રેંટિયામાં નહિ પણ આખલામાં દેશનું દૈવત ભાળી લીધું, કારણકે આખલા વગર ખેતી નહિ, ખેતી વગર કપાસ નહિ અને કપાસ વગર કંઈ રેંટિયાને પહેરાય-ઓઢાય છે થોડો ? દેશની અપ્રતિમ તાકાત એક માત્ર આખલામાં નિહાળીને એકધારાં સાત-સાત વર્ષ સુધી આખલાની ઉપાસના કરનાર આ મહાન ખેડૂત લૉર્ડ લિનલિથગોનું બહુમાન કરીને આપણે એમને 'મહાન આખલો' એવી અપ્રાપ્ય પદવીથી વિભૂષિત કરવા જોઈતા હતા.

આ કંઈ મશ્કરીની વાત નથી. જૂના જમાનામાં આવી મહાન પદવી એ કાળના સર્વશ્રેષ્ઠ પુરુષોને જ અપાતી દા. ત. ભગવાન કૃષ્ણને બહુ પ્રેમ વ્યાપી ગયો ત્યારે અર્જુનને એમણે પુરુષ-ઋષભ='પુરુષર્ષભ' એટલે કે 'પુરુષોમાં બળદિયો' એવી પદવી આપેલી. ઋષભ એટલે બળદ. જૈનોના પહેલા તીર્થંકર ઋષભદેવ એટલે 'બળદ મહારાજ.' ગૌ-ગાયો-માં ઉત્તમ તે ગૌતમ-એટલે પણ બળદિયો. આપણા ન્યાયશાસ્ત્રના રચયિતા ગૌતમ એટલે બળદ. એ જ રીતે ગૌતમબુદ્ધનો અર્થ થાય જાગ્રત બળદિયો. ઋષભ એટલે બળદ તેમ વૃષભ એટલે પણ બળદ. ઋષભ એ પૃથ્વીનો કૃષિદેવ, વૃષભ એ દેવલોકનો કૃષિદેવ. એટલે

કે, દેવોના રાજા ઈંદ્રને પણ વૃષભ કહેતાં બળદિયો કહેવાય છે. ઋષભ–વૃષભ એટલે કે આખલાને જ દેશની એકમાત્ર જીવાદોરી સમજીને રાજાઓમાં, ઋષિઓમાં અને દેવોમાં જે શ્રેષ્ઠ હોય તેને જ ઋષભ–વૃષભ એટલે કે આખલા–બળદિયાની ઉપાધિ અપાતી.

'મહાન આખલા'ની ઉપાધિને લોર્ડ લિનલિથગો બે રીતે લાયક ગણી શકાય: એક તો આ દેશમાં ભુલાઈ જતી 'આખલાપૂજા'નું પુનર્વિધાન કરવા માટે, અને બીજું, એમણે સાત વરસ સુધી જે મહાન ખેડ કરી તે માટે–કારણકે પુરાણકાળમાં ઋષિઓ જ ખેડ કરતા. આખલો કહેતાં ઋષભ હળની આગળ ચાલે અને ઋષિ હળની પાછળ. ઋષભ અને ઋષિ બંનેમાં ઋ ધાતુ રહેલી છે એટલે વચમાંથી હળનું અંતર ઉપાડી લઈએ તો બંને એક બની જાય. એ રીતે લોર્ડ લિનલિથગો લાંબી ખેતી કરવા માટે ઋષિપદને પામ્યા છે. ઋષભ તો એમને વહાલો હતો જ. વળી વચમાં ઋષિને હતું તેવું હળનું અંતર પણ નહિ એટલે વિશ્વામિત્ર જેમ બ્રહ્મર્ષિપદ પામ્યા તેમ લિનલિથગો ઋષભદેવ કહેતાં 'મહાન આખલા'નું પદ એમના યોગે કરીને પ્રાપ્ત કરી શક્યા કહેવાય.

આ આખલા દ્વારા ખેતી કરીને કપાસના ગંજ

ખડકનાર હળપતિઓ નવસ્ત્રા શા માટે રહે છે એનું કારણ મને હવે સમજાયું. એ બધા ઋષિસ્વરૂપ છે. નવસ્ત્રા બધા ઋષિસ્વરૂપ કહેવાય એનો એક પુરાવો અમદાવાદમાં સાક્ષરશ્રી બળવંતરાય ઠાકોરે શ્રમજીવી પછી બુદ્ધિજીવીનો જે મહિમા ગાયેલો એમાંથી મળે છે. બુદ્ધિજીવીને ભગવાન બુદ્ધની પડખોપડખ બેસાડીને એમણે કંઈક કહેલું કે એ બુદ્ધિ–ઉપાસકને વસ્ત્ર શું ને ન–વસ્ત્ર શું? મતલબ કે બુદ્ધિજીવી કે જેને નાગા–પહેર્યાના કશા ભેદ નથી હોતા તેને હળપતિ (દૂબળાના અર્થમાં નહિ) અથવા ઋષિ જ કહેવાય.

શ્રી. ઠાકોરે બુદ્ધિજીવીનો ગાયેલો મહિમા ઋષિના વર્ણન સમો એટલે ઋષિપદના અધિકારી સમા આ બધા સાક્ષર, કવિ અને કલાકાર વગેરેને પણ 'મહાન સાંઢ', 'મહાન ગોધો,' 'મહાન આખલો' વગેરે ઉપાધિ-પ્રદાન કરી શકાય, કારણકે લૉર્ડ લિનલિથગો કરતાં આ સાક્ષર–કવિઓનું આખલા–સાંઢ સાથે વધુ સ્વભાવ–સામ્ય છે. વળી સાંઢ અને સાક્ષર બંને વણનાથ્યા જ ફરતા હોય છે.

પૂર્વે સ્પેનમાં ભારે ગોધાબાજી–સાંઢની સાઠમારી–ખેલાતી. સ્પેનના વિખ્યાત વીરો ગોધાને પોતાની

વીરતાનું પ્રતીક લેખતા, પણ દુર્ભાગ્યે એ ગોધાબાજીનાં શૌર્યોત્તેજક અને અદ્ભુત દશ્યો આજે આપણને જોવા નથી મળતાં. છતાં છેક નિરાશ થવા જેવું પણ નથી, કારણકે 'એ રંગ થકી પણ અધિક સરસ રંગ' આપણી સાહિત્યસભાઓ અને આપણાં સામયિકોની સાહિત્ય–કટારોમાં મળી આવશે.

યુદ્ધો વિરામે છે પણ સાક્ષરોની આ સાઠમારી કદી વિરામતી નથી, કારણકે શાંતિ એ નિષ્પ્રાણ ગણાય છે જ્યારે સાઠમારી કહેતાં વિગ્રહમાં વિકાસનું બીજ રહેલું છે. બીજું કંઈ ન મળે ને વરસાદની ગંધ આવ્યાથી પણ આખલો જેમ ઉન્મત્ત બનીને લેખડોમાં શીંગડાં ભરાવીને માટીનાં પોડાં ઉડાડે છે તેમ સાક્ષરો પણ વરસાદ જેવી ગંધ હરદમ સૂંઘતા રહીને એકબીજાનાં પોડાં ઉડાડ્યા જ કરતા હોય છે. સાક્ષરોને વિપરિત કરીને રાક્ષસો કરવાનો મારો હેતુ નથી. પણ મારો હેતુ તો માત્ર સાંઢ અને સાક્ષરનું નજીકનું સગપણ બતાવવાનો જ છે. વળી સાક્ષરો ખૂંટ જેવા ખારીલા હોય છે એવી લોકોક્તિ પણ બરાબર નથી. ખરું જોતાં સાંઢ કે સાક્ષરનો એ ખાર નથી હોતો પણ સ્વમાનશીલતા હોય છે. એ વાક્યને સુધારીને એમ કહી શકાય કે કે સાક્ષરોમાં ઋષભના સમાનઅર્થી ઋષિ જેવો પુણ્ય-

પ્રકોપ હોય છે. ખરું જોતાં આ સરખામણી પણ બરાબર નથી, કારણકે ઋષિ ક્રોધે ભરાય તો બાળીને ભસમ કરી નાખે, જ્યારે સાક્ષરની સાઠમારીમાં ભેજાં ગમે તેટલાં ગરમ થવા છતાં કોઈના શરીરને ભાગ્યે જ આંચ આવે છે.

આમ સાક્ષર પછી કવિને પણ પુરાણોમાં પોતાના તપબળે આગળ વધેલો ઋષિ જ કહેવામાં આવે છે. એના પુરાવારૂપ કેટલાક ઋષિઓનું નામ જ કવિ હતું. કવિ પછી કલાકારોને લઈએ તો–'ભરતમિલાપ' પછી 'રામરાજ્ય'ની કલાસૃષ્ટિમાંથી સીધા સાહિત્ય–પરિષદની ભૂમિમાં પગલાં પાડનાર શ્રી. કનુ દેસાઈએ જ કહેલું કે, 'કલાકારો તો પરમાત્માના પ્રતિનિધિઓ છે.' પરમાત્માના પ્રતિનિધિ ઋષિઓને ઋષભ કહેવામાં આવે છે તો પરમાત્માના પ્રતિનિધિ આ કલાકારને પણ 'ગૌ'માં ઉત્તમ એવા 'ગૌતમ' શા માટે ન કહી શકાય ?

પરમાત્માના આ પ્રતિનિધિઓનું અને સરસ્વતીના સેવકોનું કટકદળ ઊતર્યું વટપ્રદના વિષ્ણુલોકે. સાહિત્ય-યજ્ઞમાં હવિ લેવા પરમાત્માના પ્રતિનિધિ તો વિષ્ણુલોકે જ શોભે ને! પણ રાજેશ્વર વિષ્ણુ તો ગયા

હતા સતી જાલંધરી (તુલસી) સમાં સીતાદેવીનું સત છોડાવવા, એટલે વિષ્ણુલોકે ઉદ્ધવસમા કૃષ્ણમાચારી દીવાને આ બધાને આવકાર્યા. એવામાં લક્ષ્મી સમાં મહારાણીનું આવાગમન થયું ને ઉદ્ધવને ઇશારે સરસ્વતીના સેવકો અને પરમાત્માના પ્રતિનિધિઓને ઊઠ-બેસ કરવી પડી. એમાં કશું ખોટું પણ ન હતું, કારણકે વિષ્ણુના પ્રસાદ માટે બ્રહ્માને માછલું થવું પડેલું, ત્યારે વિષ્ણુનો વધુ પડતો વજનદાર ખોરાક આરોગવાના કારણે પરમાત્માના એ બધા પ્રતિનિધિઓનું સ્વાસ્થ્ય ન બગડે એવી ખાતર-બરદાસ્ત તો ઉદ્ધવે કરવી જ રહી ને! વળી સાહિત્યયજ્ઞ શરૂ થઈ જતાં વિષ્ણુના દ્વારપાળોએ પાછળ રહી ગયેલા પરમાત્માના થોડા પ્રતિનિધિઓને બહાર ટહેલતા રાખેલા એનું કારણ પણ કંઈક હશે જ. જવા દો, વાતનું વતેસર થયું. આપણા કહેવાનો ભાવાર્થ તો એ હતો કે સાક્ષરો, કવિઓ અને કલાકારો—એ બધા ઋષિ સમા સાધકો જ ગણાય તો રણજીતરામ સુવર્ણચંદ્રક જેવી એકધારી ઉપાધિ આપવા કરતાં એમાંના અમુક સાક્ષરોને ‘મહાન સાંઢ’, અમુક કવિઓને ‘મહાનંદી’ અને અમુક કલાકારોને ‘મહાન પોઠિયા’ વગેરે ઉપાધિ આપવાથી એમની સાચી કદર કરી લેખાશે ને કોને

કયો સુવર્ણચંદ્રક આપવો એના ટંટા ફિસાદનો કાયમી ઉકેલ આવી જશે.

જેમ 'ઋષભ' અને 'ઋષિ'માં 'ઋષ' ધાતુનું સામ્ય રહેલ છે તેમ 'બળદ' અને 'બળવંત'માં 'બળ' ધાતુનું સામ્ય દેખાય છે. યંત્રોની શોધ આપણે ત્યાં પ્રથમ થઈ હોત તો અશ્વબળ (હોર્સ–પાવર)ને બદલે 'આખલાબળ' એવો શબ્દ રૂઢ થયો હોત. એટલે જે લોકો પોતાના બળથી દુનિયાને ધ્રુજાવી રહ્યા છે એ બધામાં કેટકેટલું આખલાબળ છે એ ન જાણી શકીએ તો પણ મુસોલિનીને 'મહાન ઢાંઢો', ટોજોને 'ધીર ધોરી', હિટલરને 'મહા ગોધો', સ્ટેલીનને 'અણનમ આખલો', રૂઝવેલ્ટને 'ઘરડો બળદ' અને ચર્ચિલને 'વકરેલો વૃષભ' કહી શકાય.

કૃષિ–ખેતી–સાથે જેમ ઋષભ, વૃષભ કે બળદિયાનું નામ જોડાયેલું હોય છે તેમ કોઈ પણ ઊથલપાથલ સાથે નંદીનું નામ હોય જ. જ્યારે જ્યારે શિવજી દેવો વા અસુરોથી કંટાળે યા ક્રોધિત થાય કે પૂછડું પછાડી શીંગડાં માંડીને નંદી ખડો જ હોય. રાવણને રાડ નખાવનાર નંદીએ દક્ષપ્રજાપતિનો યજ્ઞ વેરવિખેર કરી નાખેલો એ તો પુરાણે પ્રસિદ્ધ વાત છે. કોઈ પણ દેવની

પ્રતિમા સાથે એ દેવના વાહનની પ્રતિમા તમે નહિ ભાળો, જ્યારે એક પણ શિવમંદિર નંદી વગરનું નહિ હોય. આવી મહાભારત ઊથલપાથલ કરનારો નંદી દેખાવે કેવો શાંત અને સૌમ્ય હોય છે ?–બરાબર આપણા કેટલાક આશ્રમવાસી જેવો જ. આપણા ઘણા આશ્રમવાસીઓ તો ઉપાધિની વાસનાથી પણ રહિત હોય છે. કારણ કે એમને તો જીવવું એ જ એક મોટી ઉપાધિ હોય છે. છતાં એમાંના ઘણાને ' મહાનંદી, ' ' શૃંગ–શૂરવીર ', ' મહા ગળિયેલ ', ' ઢીંકમાર ', ' પૂંછડે પડેલ ' કે ' જક્ક-બહાદુર ' વગેરે વગેરે ઉપાધિ આપી શકાય.

આ નંદીનો પર્યાયવાચક શબ્દ છે ' પોઠિયો '. ગોરાએ જ્યાં લગી આગગાડી નહોતી પહોંચાડી અને અગસ્ત્યે જ્યાં લગી સમદર નહોતા તાગ્યા ત્યાં લગી આ પોઠિયાઓની પોઠો–વણજારો–અર્ધી દુનિયાનો વ્યવહાર પોતાની પીઠ ઉપર જ ખેડતી. આ પોઠિયાની ડોકે બાંધેલા ટોકરાના અવાજથી ગામનાં નાનાં–મોટાં સૌના કાન સરવા થતા કે ગામને પાદર ખડી–ભૂત-ડાથી માંડીને કેસર–કસ્તૂરી સુધીની ને પાંચીકાથી માંડી હીરા–માણેક સુધીની કોઈ ચીજો વેચાવા આવી છે. પોઠિયાની ડોકે બાંધેલો આ ટોકરો તે દિવસે પ્રજાજાગ્રતિના પ્રચારના મોટા સાધન–રૂપ ગણાતો.

સિંધુની મુસ્લિમ લીગના પ્રમુખ પેલા સૈયદે કહ્યું ને કે–' સિંધ, સરહદ અને પંજાબની ૭૦ હજાર મસ્જિદોમાં પાકિસ્તાનનો પ્રચાર કરવામાં આવે તો રેડિયો–અખબારની જરૂર ન રહે !' પણ એ સૈયદ સાહબ ભૂલી ગયા કે મસ્જિદો તો સ્થાવર વસ્તુ છે, જ્યારે પાકિસ્તાનના પોઠિયા તો હરતા–ફરતા અને મસ્જિદોથી અનેકગણી સંખ્યામાં છે. એટલે જો એ દરેકને ગળે ટોકરી, ટોકરા, ઘંટ, ઘંટડી વગેરે જે કંઇ બાંધી શકાય તેવું બાંધવામાં આવે તો નમાઝીઓને નિરાંત અને રેડિયા–અખબારની ગરજ વગર પાકિસ્તાનની વણજાર આખી દુનિયામાં ગાજતી રહે.

વળી આ પાકીસ્તાન અને પોઠિયો પણ નિકટતમ સામ્ય ધરાવે છે. શાસ્ત્રમાં નંદી કહેતાં પોઠિયાનું એવું સ્વરૂપવર્ણન આપ્યું છે કે: ' એની આકૃતિ મનુષ્ય જેવી હોઈને મોં વાનર જેવું છે, એના હાથપગ ટૂંકા છે.' બરાબર પાકિસ્તાન જેવું જ ઉટપટાંગ. મિ. સૈયદની સલાહ બીજી રીતે પણ સાચી છે. કારણ કે આ યુદ્ધે સૌ કોઈને શિખવાડી દીધું છે કે પાછા જવામાં જેટલો માલ છે એટલો આગળ જવામાં નથી. અને ધારો કે કદાચ આગળ વધવું હોય, તો પણ પીછેહઠ એ તો આજે મહાન રાષ્ટ્રોની પણ નીતિ બની

ગઈ છે. એટલે, લીગવાળા રેડિયો–અખબારોથી પાછળ હઠીને, મસ્જિદ તરફ પાછળ હઠતાં હઠતાં, ઠેઠ અરબસ્તાનના રણ સુધી પહોંચી જાય તો પણ આ દેશમાં એમને કોઈ ના નહિ પાડે. જાહેરજીવન, સમાન અધિકાર અને વ્યક્તિસ્વાતંત્ર્યના આ જમાનાથી પાછળ હઠીને ઉલેમાઓના પ્રમુખ પીર ભૂરચંદીએ જ કરાંચી લીગ–અધિવેશનમાં જ. ઝીણા પાસે માગણી નહોતી કરી કે, 'પાકિસ્તાનમાં સ્ત્રીઓને પરદાનશીન રહેવું પડશે, સહશિક્ષણ બંધ થશે ને દાઢી વગેરે ફરજિયાત બનશે' વગેરે વગેરે !

એટલે સમયના પ્રવાહોમાં લીગવાળા પાછળ હઠવામાં સાર જુએ એમાં કંઈ ખોટું નથી. પાકિસ્તાનનો અર્થ પણ પાછળ હઠવું એવો જ થાય છે ને ! અનેક કોમો સાથે સંપીને ન રહેતાં મૂળ કોમ તરફ પાછળ હઠવું, મૂળ કોમમાંથી શાખા–પ્રશાખા તરફ પાછળ હઠવું, શાખાઓમાં વિભક્ત થઈને જંગલ તરફ પાછળ હઠવું, પછી ખૂનખાર લડાઈઓ લડવી–એમ કરતાં કરતાં આદિ–માનવ કહેતાં વાનર બનીને રહેવા સુધીની બધી શકયતા પાકિસ્તાનમાં રહેલી છે–ને પોઠિયાનું મોં પણ વાનર જેવું છે. ફેર માત્ર એટલો જ કે પોઠિયો સાકાર છે ને પાકિસ્તાન નિરાકાર.

ખૂંટડાની ખેતી

આ બધું જોતાં, લૉર્ડ લિનલિથગોની ખેતી ભારે સફળ થઈ ગણાય. આદમજાતની ઓલાદ સુધારવામાં એમણે સાર જોયો હોત તો પોઠિયાને બદલે એમણે પહેલવાનોનાં પ્રદર્શન ભર્યાં હોત. પણ એમણે તો સાત વરસ સુધી પોઠિયાની જ ખેતી ખેડ્યા કરી—પછી એમાં ઈન્સાનને બદલે આખલા અને પુરુષાર્થીને બદલે પોઠિયા જ જ્યાં–ત્યાં નજરે પડે એમાં નવાઈ પણ શી ?



3

## ગાંધીજીના ચમત્કાર !

ગાંધીજીને રામલીલા દેખાડવાનો અમથી ડોશીને ઓરતો જ રહી ગયો, ને એ તો ચાલ્યા પૂના-પંચગની. સૌની જેમ અમથી ડોશીને પણ એવી તક મળી હોત તો વાલ્મિકિના 'રામાયણ'માં રહેલી ખામીઓ જેમ વિજય ભટ્ટે 'રામરાજ્ય'માં પૂરી તેમ 'રામરાજ્ય'માં રહેલી ખામીઓ અમથી ડોશી રામ-લીલામાં પૂરી કરીને ગાંધીજીને ખુશ કરી દેત. ગાંધીજીની રામરાજ્યની કલ્પના 'રામરાજ્ય'ની ફિલ્મ કરતાં કદાચ રામલીલામાં જ વધુ આકાર પામત, કારણ કે છેલ્લી ઢબની ફિલ્મો સામે રામલીલા એ ગ્રામ-

ઉદ્યોગનું સાચું સ્વરૂપ કહી શકાય; જેમ જમશેદપુરના આધુનિક યંત્ર સામે રેંટિયો.

સિનેમાઓને જે લાખોના ખર્ચવાળી ભવ્ય સીનસિનેરીની જરૂર પડે છે તેવી કોઈ જરૂર રામલીલાને રહેતી જ નથી. પ્રેક્ષકોની વિચારશક્તિને ઈરાદાપૂર્વક થિજાવી દેનારા ઘોંઘાટ કે શોરબકોરોનો પ્રશ્ન પણ રામલીલામાં રહેતો નથી. રામલીલા તો ગાંધીજીની ઝૂંપડી પેઠે કોઈ પણ ઠેકાણે થોડી તાડપત્રીથી ઊભી કરી શકાય. પફ, પાઉડર, લીપસ્ટિકને બદલે સ્વદેશી બોદાર મોઢે ભૂંસીને થઈ શકે છે. કપડાં મોટે ભાગે આસપાસથી માગી લીધેલાં હોય છે—તેમાંય વળી સાધુ બાવાની તાંસળીની જેમ એકની એક સાડી પડદા તરીકે પણ ઉપયોગમાં આવી શકે છે, પાઘડી તરીકે બંધાય છે ને પોતિયા તરીકે પહેરી શકાય છે. એકનો એક એક્ટર રામ–સીતાથી માંડીને શૂર્પણખા સુધીનાં બધાં પત્રો ભજવીને વાજું વગાડવા પણ બેસી જઈ શકે છે.

એટલે રામલીલામાં કરકસર છે, એ આડંબર રહિત છે, સાદાઈ અને લોકોનો સહકાર તો હોય જ—ગાંધીજીને ગમતા બધા ય ગુણોનો એમાં અદ્ભુત સમન્વય થયો

છે. પરિગ્રહનું તો નામ-નિશાન ન મળે. બબલભાઈની ત્રણ માટલી પેઠે રામલીલા ગામના ખીચડા ઉપર જ નભે છે. આધુનિક શણગારવાળી મુંબઈની એક હાઈ-સ્કૂલે જૂહુમાં જ્યારે છોકરીઓનાં નૃત્ય, રાસ ને ગરબાનો કાર્યક્રમ ગાંધીજી પાસે ગોઠવ્યો ત્યારે સુગંધી તેલ, ફૂલ કે કપડાં વગેરેનો ભપકો કરવાની ખાસ ના પાડેલી તે આ રામલીલાના ત્રિવિધ ગુણોથી આકર્ષાઈને તો નહિ ? અમથી ડોશીને યાદ છે ત્યાં સુધી તો ગાંધીજીનું નાક થોડું ઘણું નપુંસક છે, એટલે ગંધ-બંધ ખાસ લઈ શકતા નથી. ફૂલ સ્વ. મહાદેવભાઈ અને સ્વ. કસ્તુરબાની સમાધિ ઉપર રોજ ખુદ ગાંધીજી ચડાવતા. કપડાં ને શરીર-શણગારના ઠઠારા ગાંધીજી માટે કંઈ નવા નહોતા ત્યારે હાઈસ્કૂલવાળાઓએ આ સાધ્વીસ્વરૂપે નૃત્ય, રાસ, ગરબા ગાવાનો કાર્યક્રમ શા માટે રાખ્યો હશે ? રૂપ, સુગંધ ને શણગાર સજેલી ભીલડીથી પેલા શિવ મોહિત થઈ ગયા તેમ ગાંધીજી પણ ઘરડે ઘડપણે કદાચ છળી પડે એવો તો ખ્યાલ આની પછવાડે નહિ હોય ? કે ખુદ છોકરીઓ વિષે જ કાર્યક્રમના વ્યવસ્થાપકો શંકા સેવતા હશે ?

એમ પણ હોઈ શકે કે દેવમંદિરમાં બૂટ-ચંપલ કે મોજડીસપાટ આપણે બારણે જ ઉતારીને પ્રવેશીએ

છીએ તેમ આ કાર્યક્રમના વ્યવસ્થાપકો એ રૂપ, સુગંધ ને શણગારમાં એવી જોડા–ચંપલ જેવી કોઈ મલિનતા તો નહિ ભાળતા હોય ? સંભવ છે કે રૂપ, સુગંધ ને શણગારમાં નહિ પણ એની પાછળ રહેલી આસક્તિમાં કાર્યક્રમના આ વ્યવસ્થાપકોને મલિનતા રહેલી દેખાઈ હોય. એ તો સારું હતું કે એ બધી પારકી દીકરીઓ હતી, નહિ તો કદાચ બધા પ્રકારનાં રૂપ, અલંકાર ને સુગંધીની સાથોસાથ બોબ્ડ હેર ને ચોટલા ઉતરાવીને તથા મૂંડા કરાવીને પછી જ રાસ–ગરબા લેવરાવ્યા હોત તો અમથી ડોશીને વધુ યથાર્થ લાગત, કારણ કે દેવમંદિરમાં સંસારના સંતાપ વેગળા મૂકીને પછી જ પ્રવેશ કરાય ને ? કોઈ વેળા એકલી મૂંડીઓનો જ રાસ–ગરબાનો કાર્યક્રમ રાખવા જેવો છે હો ?

આજે તો જૂહુનું ગાંધીગ્રામ દેવમંદિરથી યે આગળ નીકળી ગયું છે, ને ગાંધીજી દેવાધિદેવથી યે અદકા બન્યા છે. આ મંતવ્ય વિષે કોઈને શંકા–આશંકા થતી હોય તો એણે છેલ્લા એક–દોઢ મહિનાનાં દેશી ભાષાનાં અખબારો વાંચી જોવાં ગીતાના કૃષ્ણ, ખ્રિસ્તીના ઈશુ ને ઈસ્લામના મહમ્મદના ચમત્કારો કરતાં ગાંધીજીના જૂહુતટના ચમત્કારો જરા ય ઓછા ઊતરતા

નથી એવું તમે એ અખબારોની દૈનિક કટારોમાં ઉઘાડે-છોગ વાંચી શકશો.

એ બધાથી વિશેષ એક દિવસ તો એક અખબારમાં એવા સમાચાર આવ્યા કે, 'ગાંધીજી હુમેશ મુજબ દરિયા–કિનારે ફરવા નીકળ્યા ને પાણીમાંથી તાકી રહેલી માછલીઓને જોઈને ગાંધીજી આંખો મીચી ગયા.' જોયું, કેવો અદ્દભુત ચમત્કાર ! માછલીઓને જોઈને ગાંધીજી આંખો મીચી ગયા એનો અર્થ એ કે માછલીઓને પ્રભુસ્વરૂપ સમજીને ગાંધીજીએ નમન કર્યું, અથવા ગાંધીજીને માછલીઓએ નમન કર્યું તે ગાંધીજીએ સ્વીકાર્યું; અથવા તો પરસ્પર આંખો ઉઘાડ–બીડ કરીને, પરસ્પરની સંવેદના પામી જઈને, સમભાવ પ્રગટ કર્યો. પુરાણકાળે પણ કોઈ સંતમહંતને આવો જ પ્રસંગ બનેલો એવી કોઈ યાદ યા સમાચાર સાથે પ્રગટ થયેલા કે કેમ એની અમથી ડોશીને નથી ખબર, પણ ગાંધીજીએ એવો ખુલાસો પ્રગટ કરેલો કે 'હું તો ભાઈ, ચાલી ચાલીને થાકી ગયેલો એટલે આંખો મીચી ગયેલો.' અમથી ડોશીને તો ગાંધીજીના આ ખુલાસામાં અતિ નમ્રતા જ ભરેલી દેખાય છે. ગાંધીજીએ આ નમ્રતા ન બતાવી હોય તો તો પછી માછલી દ્વારા સંદેશા મોકલવાનું આ કોઈ છૂપું કાવતરું જ

હોવું જોઈએ, કારણ કે માછલી જેવું વેગવંત ને શંકાથી પર એવું સંદેશવાહક પ્રાણી, દરિયા જેવો સલામત માર્ગ અને આંખમિચામણાં જેવી છૂપી ભાષાનો મર્મ પામી જવાની પેલા અખબારનવેશની આ અદ્ભુત સિદ્ધિ કહી શકાય. પેલી કહેવત છે ને કે 'જ્યાં ન પહોંચે રવિ, ત્યાં પહોંચે કવિ !' એમ એક નવી કહેવત શરૂ કરવા જેવી છે કે, 'જ્યાં ન પહોંચે બાપુ, ત્યાં પહોંચે છાપું.'

આવા આવા કંઈક ચમત્કારો ભાળીને અમથી ડોશી તો એવા નિર્ણય આવી લાગ્યાં છે કે 'અખબારોના ચમત્કાર' એવો તો નહિ, પણ 'ગાંધીજીના ચમત્કાર' એવો એક હજારો પાનાંનો દળદાર ગ્રંથ પ્રગટ કરવો. સ્વ. કસ્તુરબાના જીવનચરિત્ર જેવી એકાદ પુસ્તિકા પ્રગટ કરવી હોય તો તે જૂહુતટનાં અખબારોએ આલેખ્યા ચમત્કારો જ બસ થઈ પડશે. વળી જેમ વિક્રમ દ્વિસહસ્રાબ્દિમાંથી ફિલ્મ–કંપનીવાળાને 'સમ્રાટ વિક્રમાદિત્ય' નામનું મોતી લાધ્યું તેમ આ પુસ્તકમાંથી પણ 'ચમત્કારસમ્રાટ ગાંધી' નામની ફિલ્મ ઉતારી શકાશે. આવી માત્ર 'ચમત્કારી ગાંધી 'ની ફિલ્મને કાયદેસર પ્રસ્થાપિત થયેલી સરકારને કશી બાધરૂપ નથી એવા અભિપ્રાય સાથે સેન્સર–બોર્ડ

રાજી થઈને પરવાનગી આપશે એમાં અમથી ડોશીને કોઈ શક નથી. પછી ગાંધીજીને જેમ ' મિશન ટુ મોસ્કો ' અને ' રામરાજ્ય ' દેખાડયાં, તેમ લોકોને ' ચમત્કારી ગાંધી ' દ્વારા જે જોઈએ છે તે મળશે અને જે પાવું હશે તે પવાશે.

એમાં સંત તુકારામ, એકનાથ, જ્ઞાનદેવ, સંત તુલસીદાસ, સુરદાસ ને કબીર, ગોરા કુંભાર ને નરસી ભગતની ફિલ્મોને ભુલાવી દે એવો બોકસનો તડાકો ન પડે તો અમથી ડોશીનું નામ ફેરવી નાખજો. વળી ' રામરાજ્ય 'માં ' મિથિલા કી રાજદુલારી કી ' કથા ગાતાં ગાતાં લોકોનાં દિલ હલાવી ન શકયા હોય તેમ એકાએક લવકુશ ભાષણ કરવા મંડી જાય છે, એવો કોઈ ચમત્કાર ખેંચી આણવાની જરૂર નહિ રહે. અમથી ડોશીનો ખાસ આગ્રહ છે કે ગાંધીજીની ૭૫ મી જયન્તી ઉપર જેમ ઘણા ય ચમત્કારો થવાના છે તેમાં આ પુસ્તક અને ફિલ્મ અનોખી ભાત પાડશે. એટલે ' રામરાજ્ય 'ની જેમ અતિ પ્રજાપ્રિય બની ગાંધીજીની ૭૫ મી જયન્તી દ્વારા રાજકોટવાળા નારણદાસ ગાંધી જેમ નારણ ( નારાયણ )ની દરિદ્રતાનો ફુગાવો કમી કરવા, શ્રદ્ધાજડ થયા વગર, જ્ઞાનપૂર્વક જે પ્રયાસ આદરાવી રહ્યા છે એવા જ પ્રયાસ સાથે ગાંધીજીની

૭૫ મી જયન્તી ઉપર ‘ ગાંધીજીના ચમત્કાર ’ નામનો ગ્રંથ અને ‘ ચમત્કારસમ્રાટ ગાંધીજી ’ નામની ફિલ્મ કોઈ પણ હિસાબે બહાર પાડી દેવી.

આ ફિલ્મના થોડા પસંદ કરેલા ટુકડા રૂઝવેલ્ટ, ચર્ચિલ અને સ્ટેલિનને બતાવીને અગર વગર બતાવ્યે પેલી ‘ માલી ’ નામની ફિલ્મની જાહેરખબર ઉપર ‘ ગાંધીજી શું કહે છે ? ’ એવા મથાળા સાથે જે ફકરો આવે છે એવા જ ફકરાઓ ‘ ચર્ચિલ શું કહે છે ? ’ ‘ સ્ટેલિન શું કહે છે ? ’ ને ‘ રૂઝવેલ્ટ શું કહે છે ? ’ એવાં મથાળાં સાથે એની જાહેરખબર આપવી.

વધુમાં ગાંધીજીના વધારે ચમત્કારો આપણે સમજી શકીએ–જોઈ શકીએ એ માટે પોતાનાં દર્શને આવતા દરેક પાસેથી પાંચ કે એથી જેટલા વધુ મળે તેટલા રૂપિયા ગાંધીજી હરિજન–ફંડમાં પડાવે છે, તેમ ન કરતાં દીવા માટે શુદ્ધ ઘી અને પૈસાને બદલે પાણીચાં ને ગડગડિયાં નાળિયેર લેવાનું નક્કી કરે તો ઘણો ફાયદો થાય. એક તો એ કે આજે લાગવગ ને પૈસા-વાળા જ ગાંધીજીનાં દર્શન નજીકથી પામી શકે છે તેને બદલે સૌ કોઈ દર્શન-ભૂખ્યાં ગરીબગરબાં પણ દર્શનનો લાભ નજીકથી લઈ શકે, પૂજારીઓની રક્ષણ–

બાઈઓનાં બંધિયાર પાણી વહેતાં થાય, ને ઘેર બેઠાં ગાંધીજી દેશના ખૂણેખૂણાનો પ્રત્યક્ષ પરિચય પામતા રહે. બીજી રીતે જોતાં આજે શુદ્ધ ઘીનાં મોં–માગ્યાં દામ મળે છે ને નાળિયેરનો જથ્થો એકલો ગાંધીજી પાસે જ જમા થતાં મન–માગ્યા ભાવે વેચીને વધુ પૈસા ઉપજાવી શકાય સરકારને પણ રેલગાડીના ફર્સ્ટ ને સેકન્ડ કલાસના મુસાફરો કરતાં થર્ડ કલાસના મુસાફરો જ વધુ કમાવી આપે છે એ વાત જાણીતી છે

આમ થતાં અનેક રોગિયાંના રોગ, પતિયાંનાં પત અને દુઃખિયાનાં દુઃખ દૂર થશે. કંઈકની બાધા–આખડી છૂટશે. પછી તો ચમત્કારો વધતાં વગર આગે દીવા પ્રગટશે અને વગર ફોડયે અદ્ધરોઅદ્ધર નાળિયેર ફૂટી જશે. આ રીતે માત્ર ગાંધીજીનાં દર્શન, પૂજા ને કણકાપ્રસાદમાત્રથી દેશનાં દુઃખ દૂર થતાં સત્યાગ્રહ કે અસહકાર કરવા જેવું રહેશે જ નહિ. હિંસા–અહિંસાની તકરાર પણ પછી કયાં રહે છે ?

પેલા સામ્યવાદીઓ, અને ખાસ કરીને સામ્યવાદી સરદાર પૃથ્વીસિંહ, કે જે ગાંધીજીને શરણે જઈને– એટલે કે ગાંધિયન વિચારઆચારને શરણે જઈને–

મુક્તિ મેળવીને પછી એકાદ વાતમાં ગાંધીજી પ્રત્યેનો અવિશ્વાસ ધરાવીને પાછા સામ્યવાદી બની ગયા, ને હવે ગાંધીજીનાં ચિત્રોનું લિલાઉં કરી, પાછાં મેળવી, વળી પાછાં લિલાઉં કરીને વારંવાર એ એકના એક ચિત્રના પૈસા ઉપજાવી રહ્યા છે, ને એ રીતે પોતાના સિદ્ધાંતથી વિરોધી એવી વ્યક્તિપૂજાની વૃત્તિને ભારે ઉત્તેજના આપી રહ્યા છે, ત્યારે બીજાઓએ શા માટે બાકી રાખવું ? ગોળના ગાડવાને તો જેટલા મકોડા ખોતરી ખાય તેટલા ઓછા. આવા અવસરે ગાંધી-ભક્તોએ તો આ તક ખસૂસ નથી ચૂકવા જેવી.

બુદ્ધના તો મૂઆ બાદ એનો એકાદ વાળ, એકાદ નખકણી કે એકાદ ચરણરજ ઉપર વિહારો રચાયા, સ્તૂપો રચાયા ને એના જ અનુયાયીઓનાં લોહી ત્યાં રેડાયાં, ત્યારે ગાંધીભક્તો આ તક જવા દેશે તો ગાંધીજીના જીવતાંજીવત આંતરવિગ્રહ પેદા થઈ જશે. બુદ્ધના નિર્વાણ પછી માંસ ખાવું કે ન ખાવું, ને ખાવું તો કોનું માંસ ખાવું, એવા પ્રશ્ન નિમિત્તે હીનયાન–મહાયાનના બે મોટા પંથ પડ્યા, ત્યારે ગાંધીજીના પૂજારીઓએ તો એમના જીવતાંજીવત જ બધું નક્કી કરી લેવું સારું—પાછળ રહેશે તે પસ્તાશે !

માટે અમથી ડોશીનો એવો આગ્રહ છે કે જૂહુ-

તટના ચાલુ નિવાસ દરમિયાન માંદગી અંગેના મૌનને કારણે ગાંધીજીએ સેંકડો મુલાકાતીઓને જેમ ચિઠ્ઠી, ચપાટી ને ચબરખી તથા પ્રશ્નોત્તરી હાથે લખી લખીને આપી તેવી બીજી હજારો ચબરખીઓ જેમ બને તેમ સૌએ જલદી મેળવી લેવી, કારણ કે આજે આ ચબરખી દ્વારકાની છાપ કરતાં વધુ સદ્ધર, વારાણસીના ગંગોદક કરતાં વધુ પવિત્ર અને જગતના કોઈ પણ પ્રમાણ-પત્રથી વધુ મૂલ્યવાન બની રહી છે. આજે દેશના ઘણા ભાગોમાં આવી ચબરખીઓ ગાંધીજીના પ્રસાદરૂપે ફરી રહી છે. કોઈ અમૂલ્ય સિદ્ધિની જેમ આ ચબરખીઓ આજે બતાવાઈ રહી છે. આ ચબરખી દુનિયાની શાંતિ, અંધાની લાકડી, થાક્યાનો વિસામો, બેઆબરૂની પ્રતિષ્ઠા, દંભીની ઢાલ, નબળાઓનું હથિયાર, નફાખો-રોનું પ્રમાણપત્ર, સાક્ષરોને સરસ્વતીનો પ્રસાદ ને કલાકારોનો જીવનસંતોષ આજે તો બની રહી છે. એટલે જેમ બને તેમ આવી ચબરખીઓ પાંચ રૂપિયા ખરચીને પણ મેળવી લેવાની ખાસ ભલામણ છે, નહિ તો પછી અછતના ભાવ વધી જશે. ભવિષ્યમાં તો આ ચબરખીઓ કદાચ કલ્પવૃક્ષનું પણ કામ આપે. ગાંધીજીની પછવાડે, સંભવ છે કે, આ ચબરખીઓ ખ્રિસ્તી પાદરીઓ જેમ ‘સ્વર્ગની ચિઠ્ઠી’ કાઢી દેતા તેમ સ્વર્ગનું સાધન અને ‘સ્વર્ગનો પરવાનો’ પણ

બની જાય તો ના નહિ. એટલે જેણે ન મેળવી હોય તે મેળવી લે, ને જેણે મેળવી હોય તેઓ વીંટીમાં, કંઠીમાં, હારના ચગદામાં, હાથની પોંચીમાં, લોકેટમાં, રૂપા-સોનાની ડાડીમાં મઢાવી લે. આવાં ગુપ્ત અને સલામત સ્થળોએ ન રાખવી હોય તો ઘણા રાખે છે તેમ ઘર, ઓફિસ કે કારખાનાના પ્રવેશદ્વારમાં મઢાવીને એવી રીતે લટકાવી દે કે જેથી આવતાં-જતાં સૌ કોઈ વાંચવાનું પુણ્ય પ્રાપ્ત કરતા જાય. વળી જે વધારે પુણ્ય પ્રાપ્ત કરવા માગતા હોય તેમણે એકની નવ નકલ કરી નવ ઠેકાણે એવું લખીને મોકલવી કે આવી નવ નવ નકલ કરીને નવ ઠેકાણે મોકલી આપશો તો એકગણું દાન ને સહસ્રગણું પુણ્ય મળશે, અને એ પ્રમાણે નહિ કરે એ રૈરવ નરકમાં પડશે વગેરે.

ગાંધીજીના સેવકોએ તો ગાંધીજીએ અત્યાર સુધી શું કર્યું છે એવું ન જોતાં શું શું નથી કર્યું તે જોવું, અને જે નથી કર્યું તે બધું કરાવવું એમાં જ દેશની સાચી સેવા છે. રેડિયા સંભળાવ્યા, આઈસક્રીમ ખવ-રાવ્યા, બેડમિંટન રમાડયા, સોતના સાથરા તો કંઈક વાર તણાવ્યા, ઝીણાના મોટા અપમાન-ઘૂંટડા ગળાવ્યા, જૂહુની ઉપર તો અનેક રંગો અને રસો ચખાડયા, છેવટ હૂક-વર્મ માટેની દવા પણ પિવરાવી. હવે વિક્રમે ખાધો હતો તેમ કાગડો ખત્રરાવવાનું એક બાકી છે.

## ૪

# સ્વરાજ ભલે રંડાય; પણ રેંટિયો નહિ !

શું જાણતા હશે મહાત્મા ગાંધીના એ મંત્રી મહાદેવ દેસાઈ ! એ સાહેબ કોંગ્રેસના ચાલુ પ્રમુખ મૌલાના અબુલ કલામ આઝાદના દેશપારના મહાન સંબંધો વર્ણવતાં કહે છે કે 'મૌલાના ઈજીપ્તના ઝગલુલ પાશા તથા ફતી બે, તુર્કસ્તાનના મુસ્તફા કમાલ પાશા તથા ક્રાંતિકારી નવજુવાન પાર્ટી અને ઈરાનના મહાન મુસ્લિમ આગેવાનો સાથે પત્રવ્યવહાર દ્વારા ઊંડા સંપર્કમાં રહેલા અને હજી યે રહે છે.'

આમાં અમથી ડોશીની સીધી બદનક્ષી છે કે બીજું કંઈ ? અમથી ડોશી દેશપારની અને દરિયા-

પારની મહાન વ્યક્તિઓ સાથે પત્રવ્યવહાર રાખે એ કશા લેખામાં નહિ અને મૌલાનાને મોટા કરી દેખાડવા. અરે હજી ગઈ કાલે જ અમથી ડોશીએ ચીનની મહાન અધિષ્ઠાત્રી માદામ ચાંગ–કાઈ–શેકને એક લાંબો પત્ર લખ્યો છે ને અમેરિકાની હિંદી લીગને પણ પત્ર દ્વારા ખખડાવી નાખી છે.

વળી આગળ જતાં ગાંધીજીના એ મહાન મંત્રી-સાહેબ અમથી ડોશીનું વધુ અપમાન કરતાં કહે છે કે "મૌલાનાસાહેબ શબ્દશાસ્ત્રના મહાન પંડિત છે. એક વાર જરા લહેરમાં આવી જતાં આંબલીખાઉ તામિલી આગેવાનોને કહેવા લાગ્યા કે 'અરે તમે તામિલીઓ 'ટેમેરીન્ડ' (આંબલી) તો અપચો થાય એટલી ખાઓ છો પણ એનો મૂળ અર્થ તો તમે જાણતા નથી! 'ટેમેરીન્ડ' શબ્દ છે અંગ્રેજી, પણ અંગ્રેજોએ એ શબ્દ સ્પેનના 'તમરીન્દો' શબ્દ ઉપરથી લીધો. સ્પેનિશ લોકોએ એ શબ્દ અરબ્બી ભાષાના 'તમર–એ–હિન્દ' નામના શબ્દ ઉપરથી લીધો. આરબ લોકો જ્યારે હિંદમાં આવ્યા ત્યારે તેમણે ક્યાંય ખજૂર ન ભાળી, પણ આંબલીના કાતરા એમને ખજુર જેવા લાગતાં એનું નામ પાડ્યું તમર–એ–હિન્દ એટલે કે હિન્દની

ખજુર. એટલે અરબ લોકોની ભાષામાં તમે આંબલી નહિ પણ ખજુર ખાઓ છો.'

જુઓ ભાળ્યા ન હોય તો મોટા પંડિત! મૌલાના મોટા પંડિત ને અમથી ડોશી સાવ મફતણી! દુનિયાને કંઈ કદર જ ક્યાં છે? માદામ ચાંગ–કાઈ–શેકને પત્ર લખતાં અમથી ડોશી પણ 'માદામ' શબ્દ ઉપરથી એની ઉત્પત્તિ-વ્યુત્પત્તિના વિચારમાંથી ક્યાંય નીકળી ગયેલાં.

અમથી ડોશીએ ઉકેલી કાઢયું કે 'માદામ' શબ્દ મૂળ ફ્રેન્ચ ભાષાનો છે. અંગ્રેજોને બોલતાં ન આવડયું એટલે 'માદામ'નું એમણે 'મેડમ' કરી નાખ્યું. આ અંગ્રેજી શબ્દ 'મેડમ'નું ગુજરાતી થયું 'મઢમ.' આ 'મઢમ' શબ્દના સ્મરણથી અમથી ડોશીને એક પ્રસંગ યાદ આવી ગયો.

બારડોલી સત્યાગ્રહમાં જમીન મહેસૂલ ન ભરનારાઓની કેટલીક ભેંસો સરકાર જપ્તીમાં ઉઠાવી ગયેલ. આ ભેંસોને લાંબા દિવસો સુધી ડબામાં પૂરી રાખતાં ભેંસો ભૂરી થઈ ગઈ. આ કાળી ભેંસોને ભૂરી થઈ ગયેલી ભાળીને સરદાર વલ્લભભાઈ કહે કે 'સરકારના સંસર્ગમાં રહીને ભેંસો પણ મઢમડી બની ગઈ મઢમડી.'

આપણે ત્યાં અતિ ઊજળાં ભૂરાં કહેવાય છે ને ભૂરાં હોય એને મઢમડી જેવો કે જેવી કહેવાય છે. પણ ભેંસ ભૂરી હોય તો એ પણ 'મઢમડી' એવો પહેલવહેલો પ્રયોગ કરીને સરદારે ભેંસને ગાળ દીધી કે ભેંસનું બહુમાન કર્યું એ હજી સુધી મને નથી સમજાયું.

ખરું જોતાં આ 'મઢમડી' શબ્દ ગોરી જાતોને ઉતારી પાડવા નથી યોજાયો, પણ આપણે ત્યાં ઘણુંક લાડઘેલાં નામ–સંસ્કરણ થાય છે એમાંનું આ એક છે. જેમકે કોયલડી, ગાવલડી, ભેંસલડી એવી જ રીતે મઢમડી.

હવે તમને પણ લાગશે કે મૌલાના અબુલ કલામ આઝાદથી ડોશી જરાય ઓછાં ઊતરે એવાં નથી. અમથી ડોશી પણ ચૌદે વિદ્યા કચ્ચરઘાણ છે પણ દુનિયાને કદર જ ક્યાં છે ? ખેર, જવા દો એ વાત. અમથી ડોશીને એવી મફતની ફુરસદ જ ક્યાં છે તે દુનિયાનું ડહાપણ ડોળવા બેસે ! મૂળ વાત તો ડોશીએ માદામ ચાંગ–કાઈ–શેકને કાગળ લખ્યો એની હતી.

તમને કદાચ ખબર નહિ હોય પણ માદામ ચાંગ–કાઈ–શેકે મહાન પાતક કરી નાખ્યું છે. અઘોર અન્યાય આચરી બેઠાં છે એ માદામ. એમનાં ગો અન્યાયી

પગલાંથી હિંદભરમાં હલચલ પેદા થઈ ગઈ છે. એવા એમના પક્ષપાતી પગલાં સામે જેહાદ જગવવા અમથી ડોશી પત્ર ન લખે તો ચાલે જ કેમ ? વાત એમ બની છે કે પંડિત જવાહરની બે ૧૫–૧૭ વર્ષની ભાણેજ નામે ચંદ્રલેખા અને નયનતારા પહેલાં તો મોટે ઉપાડે સત્યાગ્રહની લડતમાં ભળેલી અને હવે હાલી અમેરિકામાં અભ્યાસ કરવા. પહેલાં તો સરકારે અમેરિકા જવાની પરવાનગી ન આપી પણ પછી કોણ જાણે કેમ તે બંને પહોંચી અમેરિકા. આ માદામ ચાંગ–કાઈ–શેકે એ બન્ને છોકરીઓને પોતે જે કોલેજમાં અભ્યાસ કરેલો એમાં દાખલ કરવાની ભલામણ–ચિઠ્ઠી લખી દઈને મહા દુષ્કૃત્યસકરી નાખ્યું.*

* ૧૯૪૨ ના ચાલુ સ્વાતંત્ર્ય–સંગ્રામ દરમિયાન પં. જવાહરની બે ભાણેજો અમેરિકામાં ભણવા ગઈ અને માદામ ચાંગ-કાઈ-શેકે એને પોતે ભણ્યાં હતાં એ જ યુનિવર્સિટીમાં દાખલ કરવાનો ભલામણપત્ર લખી આપ્યો અને અમેરિકાના ઈંડિયા લીગના ૫૦ સભ્યોએ એ બન્ને છોકરીને માનપત્ર આપ્યું. એમાં આપણા એક પ્રતિષ્ઠિત સાપ્તાહિકે ઊતરી પડીને ખૂબ ટીકા કરેલી કે ‘ પારકાં છોકરાંને જતિ કરીને પોતાનાં છોકરાંને ઠેઠ અમેરિકા ભણવા મોકલે છે ’ વગેરે વગેરે. ઘણું ઘણું લખી નાખીને હિંદભરમાં જાણે રોષ ફાટી નીકળ્યો હોય એવું સ્વરૂપ આપી દીધેલું.

હિંદની લાખો કરોડો કુમારિકાઓ આજે અક્ષરજ્ઞાન વિના અજ્ઞાનતાના અંધારકૂપમાં અથડાતી હોય ત્યારે જેનાં માતાપિતાએ હિંદના ખુલ્લા બળવાને નામે કરોડો કુમાર–કુમારિકાનાં ભણતર છોડાવીને ભવ બગાડ્યા એનાં જ બાળકોને અમીરી શિક્ષણ આપવાની ભલામણુ કે સગવડ કરી આપવી એ હિંદી રાષ્ટ્રિયતાનો મહા દ્રોહ નહિ તો બીજું શું કહેવાય ? માદામ ચાંગ–કાઈ–શેકના આ પક્ષપાતી પગલાંથી હિંદનાં લાખો માતપિતાના દિલમાં રોષની ચિનગારી ફેલાઈ ગઈ છે.

જગન્નાથજીના મંદિરમાં હરિજનોને પ્રવેશવાનો અધિકાર નથી ત્યાં કસ્તુરબા અને શ્રી. મહાદેવ દેસાઈ દર્શને જતાં ગાંધીજીએ ધૂળ કાઢી નાખેલી. એનું નામ દેશદાઝ,–દલિતદાઝ ને ગરીબોની દાઝ કહેવાય પણુ દેશનાં છોકરાંને જતિ બનાવી પોતાનાં છોકરાંને અમીર બનાવવા મોકલનાર પં. જવાહરના જુલ્મી કૃત્યમાં ભાગીદાર બનીને માદામ ચાંગ–કાઈ–શેકે કચડાઈ રહેલી સ્ત્રીજાતિનું સાચું પ્રતિનિધિત્વ ગુમાવ્યું છે.

મેં માદામ ચાંગ-કાઈ–શેકને લખ્યું કે તમે અંતે તો એ બન્ને છોકરીને અમેરિકામાં ભણાવીને 'મઢમડી' જ બનાવવા માગો છો ને ? અમેરિકાની વિશિષ્ટતા

તો એ છે કે ત્યાં ચા કે કોફી ન ભાવતાં છૂટાછેડા લઈ શકાય. થોડીક વધુ છીંક કે બગાસાં ખાતાં એક-બીજાને ન ગમે તો લે છૂટાછેડા. સિગારની ગંધ ન ગમે તો લે છૂટાછેડા. પણ એવું તો અમારે ત્યાં આદુકાળથી ચાલ્યું આવે છે. અમારે ત્યાં તો કહેવત પડી ગઈ છે કે 'કોળી ભાઈનો કૂબો, એક મૂવો ને બીજો ઊભો.' પણ અમેરિકા તો કોળી–વાઘરીમાંથી પણ ગયું.

અરે, હજી હમણાં ફીરોજપુરની કોર્ટમાં એક મુસ્લિમ કારકુને તલ્લાકની માગણી કરતાં કહ્યું કે 'મારી સ્રી રોજ રાતે રંજાડયા કરે છે. કારણ વગર ઝગડયા કરે છે. ગાળો તો એના મુખમાંથી વરસાદની પેઠે વરસ્યા કરે છે ને ક્યારેક તડકાવી પણ લ્યે છે. પગાર બધો મારી પાસેથી પડાવી લ્યે છે. ન આપું તો ઓફિસમાંથી પરભારો ઉપાડી જાય છે ને થોડા પૈસા મારાથી વપરાઈ જાય તો હેરાનપરેશાન કરવાની ધમકી આપે છે.' આવું જોરદાર સ્રીશિક્ષણ તો તમારા અમેરિકામાં નહિ જ મળતું હોય. અમારે ત્યાં સ્રીશકિતના એવા એવા કિસ્સા બની ગયા છે કે પ્રભાતના પહોરે પુરુષને ઊભો રાખીને સ્રી સાત ખાસડાં ગણીગણીને મારી લ્યે પછી જ બીજું કામકાજ

કરે. વતનનું આવું વીર્યવાન શિક્ષણ મુકાવીને અમેરિકાનું શિક્ષણ અપાવવામાં તમારો હેતુ હિંદી સ્ત્રીશકિતને નબળી પાડવાનો જ હોઈ શકે કે બીજું કંઈ?

અને તમે અમેરિકામાં પોંચ્યા પડયા હિંદીમંડળ (લીગ)ના ૫૦ હિંદી દેશદ્રોહીઓ! માદામ ચાંગ–કાઈ–શેકે તો ભૂલ કરી પણ તમે શું જોઈને આ વેઢા જેવડી છોકરીઓને માનપાનના મેળાવડા આપ્યા? એનાં માતાપિતા રાષ્ટ્રિય હિંદનાં માનીતાં છે એ કારણે જ ને! ઓ ખુશામદખોરો! એ નહેરુ અને પંડિત કુટુંબના વંશવેલાએ દેશની ખાતર ભલે જીવનની બરબાદી વહોરી લીધી હોય પણ દેશનાં છોકરાંઓને શૂળીએ ચડાવીને પોતાનાં બાળકોને અમેરિકા મોકલી સલામત બનાવી લીધાં ને! ધૂળ પડી એ પંડિત–નહેરુ કુટુંબની અને ભેગી તમારી ય દેશભકિતમાં અને જીવન–મરણ દીમાં.

અને તમારી દેશભક્તિ ઉછાળા મારી રહી હતી તો હિંદમાં બીજા કાર્યક્રમો ક્યાં થોડા છે તે બે છોકરીને માનપાન આપવામાં જ દેશસેવાનો આત્મસંતોષ લઈ બેઠા? કાર્યક્રમો તો અપરંપાર પડ્યા છે એમાંથી થોડા વીણીવીણીને તમારી પસંદગી ઉપર છોડું છું.

કાર્યક્રમ : ૧

તમારે ભાંગફોડની પ્રવૃત્તિમાં સીધો ભાગ લીધા સિવાય એની પ્રતિષ્ઠા ખાટવી હોય તો ખાનગી ખૂણે કહેવું કે ' એ બધાને હું જ પૈસા આપું છું, બધાને ઓળખું છું. એ બધા મારા મિત્રો છે વગેરે.'

કાર્યક્રમ : ૨

તમારી સ્થિતિ, શકિત ને સંજોગો તમને એવી પ્રતિષ્ઠા ખાટતાં અટકાવે તો તમે જાહેર સભાસરઘસમાં જોડાઈને જેલ જવાની સહેલી કમાણી કરી શકો. જેલમાં જઈને ઠીક ન લાગે તો તબિયતને બહાને જુદા જુદા ખોરાકો ને સગવડો લઈ શકો. એમ પણ ઠીક ન પડે તો પેરોલ પર છૂટીને બહાર આવી થોડા જલસા પણ કરી જઈ શકો.

કાર્યક્રમ : ૩

એક વાર જેલમાંથી છૂટયા બાદ ફરીથી જવાનું દિલ નાકબૂલ કરે તો તમારે કહેવું કે કોંગ્રેસની નીતિ પુનઃવિચારણા માગે છે. એવાં નિવેદનો પણ તમે કરી શકો અને છેવટ એકલે હાથે ન ફાવે તો યુકતપ્રાંતની ધારાસભાના માજી કોંગ્રેસી મંત્રી શ્રી. ગોપીનાથ

શ્રીવાસ્તવની મંડળીમાં ભળી જવું. એ તમને દિલપસંદ માર્ગે દોરી જશે.

## કાર્યક્રમ : ૪

તમે ભુલાઈ જતા હો, વીસરાઈ જતા હો, તમારી નબળાઈ તમને ક્રાંતિકારી કાર્યક્રમોમાં ભાગ લેતાં અટકાવતી હોય, તમારું માનસ બંધારણીય બની ગયું હોય અને છતાં તમે દેશમાં આગેવાનીભર્યો ભાગ લેવા માગતા હો તો કોંગ્રેસ અને ગાંધીજીની નીતિ અને વિચારણા સામે સમયને આંતરે આંતરે નાનાં-મોટાં નિવેદનો બહાર પાડતા રહેજો પણ કોંગ્રેસનો પાકો વિરોધ તમને કોંગ્રેસના ઈતર લાભોથી વંચિત રાખે તેમ હોય તો અવારનવાર કોંગ્રેસનો હેતુ સાચો હોવાનું જાહેર કરતા રહેજો અને છેવટે કોંગ્રેસની ગેરહાજરીમાં કોંગ્રેસને જીવતી નાખવાના બહાને એકાદ સ્વરાજ પક્ષ સ્થાપવાની ઝુંબેશ શરૂ કરજો. તમને ન ફાવે તો શ્રી. કનૈયાલાલ માણેકલાલ મુનશી શરણમ્ ગચ્છામિ.

## કાર્યક્રમ : ૫

પણ તમારે કોંગ્રેસને મન ભાવવું હોય, ઝીણાને

મન મીઠા લાગવું હોય, રાજાજીને રાજી રાખવા હોય અને સરકારને પણ સારું લગાડવું હોય તો કાં સામ્યવાદી બની જજો અગર મદ્રાસના કોંગ્રેસી આગેવાન શ્રી. પ્રકાશન પેઠે છૂટા થઈને નિવેદન બહાર પાડજો કે 'કોંગ્રેસને છોડાવવવાનો એક માત્ર ઉપાય એ જ છે કે લીગવાદી પ્રધાનમંડળોને સહકાર આપવો.' એથી તમે કોમી એકતાના પેગંમ્બર બની જશો.

કાર્યક્રમ : ૬

આમ જેલમાં જવું અને છૂટીને બહાર આવવું ને આવું ધાંધલ કરવું તમને ન ફાવે તો ક્યારેક અનાજ-કાપડની સભાઓ ભરજો, ક્યારેક ગાંધીજીનો તો ક્યારેક કોંગ્રેસનો બચાવ કરતાં નિવેદનો બહાર પાડજો. ગાંધીજીના સ્વજનોને અને સરકારના સહકારીઓને અવારનવાર મળતા હળતા અને નમતા ભજતા રહેજો, એટલે જેલ જવા કરતાં વધુ પુણ્ય પ્રાપ્ત કરી શકશો. તમને ના આવડે તો શ્રી કમલનયન બજાજની કળા થોડી વેચાતી લઈ જજો.

કાર્યક્રમ : ૭

ઉપરના છ કાર્યક્રમમાંથી તમને એકે માફક ન આવે અને છતાં ય તમારે છ યે કાર્યક્રમનું પુણ્ય

પ્રાપ્ત કરવું હોય તો બીજો એક પણ વિચાર કર્યા વગર ખાદી કાર્યાલયો ખોલવા માંડજો ને ધમધોકાર રેંટિયા ચલાવવા મંડી પડજો. સર્વ કાળે ને સર્વ સ્થિતિમાં ખાદીસેવાને પ્રભુસેવા માનીને અવધૂતની પેઠે પલાંઠી ભીડીને બેસી જજો. જેમ પોતાનો મહેલ સળગવા છતાં જનક રાજા નિર્લેપ—અનાસક્ત ભાવે રાજસભામાં ધર્મચર્ચા કરતા બેસી રહ્યા ને લવલેશ માનસિક સંતાપ—ઉતાપ ન પામ્યા તેમ રેંટિયાનો ચલાવનાર સર્વ સ્થિતિમાં જનક રાજા જેવો વિદેહી જ રહેતો હોવાથી ગાંધીજીના કાયમી આશીર્વાદ તો પામે જ છે, પણ પ્રભુના પણ આશીર્વાદ પામે છે.

રેંટિયો એ તો આદિકાળ ચાલતું આવતું અસુરો સામેનું સુરોનું યુદ્ધ છે. એને તમે કાળ ભગવાનનું ન કહો તો ભલે પણ કૃષ્ણ ભગવાનનું ચક્ર તો તમારે એને કહેવું જ પડશે. કારણ કે આ દેશમાં જેમ જેમ વધુ ને વધુ રેંટિયાનાં ચક્રો ચાલે છે તેમ તેમ ઈંગ્લાન્ડ અમેરિકા તો ઠીક પણ સ્કોડા અને ક્રુપ્સનાં કારખાનાંનાં ચક્રો પણ ચાલતાં અટકી જાય છે. જર્મની, જાપાન કે ઈંગ્લાન્ડ—અમેરિકાના બોંબ ગમે તેટલા વિનાશક હોય પણ એનો હિંસક કે અહિંસક સામનો કરવાની જરૂર નથી. કારણ કે રેંટિયો મૂળ રોગને

અહિંસક રીતે હણે છે. જેમ ભૈરવજપ ખાનારો જનમ-મરણના ફેરામાંથી છૂટી ગયો તેમ રેંટિયાનો ફેરવનારો પણ સ્વરાજ વગેરે કર્મબંધનોમાંથી મુક્ત થયો માનવો. એને સ્વરાજ માટે પ્રયત્ન કરવાનો હોય જ નહિ.

બસ, બધાં ચક્રો ભલે અટકી પડે, કારખાનાનાં અને કારીગરોનાં, મોટરોનાં અને ઘોડાગાડીઓનાં, રમતનાં ને રાજકારણનાં અરે, લેજાંના ચક્રો પણ ભલે અટકી પડે પણ બધાંય ચક્કરને ભોગે રેંટિયાનાં ચક્રો ચાલુ રાખો. ગાંધીજીની હાજરીમાં અને ગેર-હાજરીમાં તમારું એ મરણાન્ત કર્તવ્ય બની રહે છે.

તૈલપના કેદી બનેલ મુંજને પોતાના મૃત્યુ કરતાં ધારાનગરીનાં સરસ્વતી વિદ્યાલયો રંડાવાની ભારે ચિંતા રહ્યા કરતી હતી, તેમ અંગ્રેજ સરકારના કેદી બનેલ ગાંધીજી પણ એવી બધી ચિંતાથી મુક્ત બને એ માટે કોંગ્રેસ ભલે રંડાય પણ રેંટિયો ન રંડાવો જોઈએ. રેંટિયો છે તો સ્વરાજ છે. રેંટિયા વગરનું સ્વરાજ પણ શા ખપનું ? હું તો કહું છું કે સ્વરાજ માટે રેંટિયો નથી પણ રેંટિયા માટે જ સ્વરાજની જરૂર છે. એટલે સ્વરાજને ભોગે પણ રેંટિયો ચાલુ રાખો. જ્યાં સુધી રેંટિયાનાં ચક્રો ચાલે છે ત્યાં સુધી કોઈને ચાલવાની જરૂર નથી. જ્યાં સુધી રેંટિયાનાં ચક્રો દોડે

છે ત્યાં સુધી બુદ્ધિને દોડાવવાની જરૂર નથી. બાકી રહેલાં આંખ, કાન, નાક, બધું બંધ–એક માત્ર રેંટિયાનું ચક્ર ચાલુ રાખો.

કોઈ દુર્મતિની પળે ગાંધીજીએ આ ખુલ્લા બળવા-ની હાકલ કરી હશે. નહિ તો તરણતારણ રેંટિયાને છોડીને આવું બખડજંતર શીદને કરત ! ગાંધીજીએ પણ 'સાકર ને શેરડીનો સ્વાદ તજીને, કડવો તે લીંબડો ઘોળ મા!' વાળું કાવ્ય પૂરું પચાવ્યું લાગતું નથી.

કોઈ કિશોરભાઈ તમને કહે કે 'ખાદી એ ભાવના છે અને લડત એ યોજના છે, એટલે સ્વરાજની લડતની યોજનામાં ખાદી પ્રેરણારૂપ બનવાને બદલે ઘંટીના પડ રૂપ બની લડતનું ગળું ઘૂંટે તો એ ખાદીમાં ગાંધી ન રહે, એ ખાદી બરબાદી બેસાડે' તો એ કિશોર-ભાઈનું ચક્કર સાબૂત નથી એમ તમારે માનવું.

કોઈ કાકા કાલેલકર કિશોરભાઈની તરફેણ કરે તો તમારે માનવું અને મનાવવું કે તિલક મહારાજના હિંસક મહારાષ્ટ્રીઓનાં ચક્કર તો આગલા દિવસથી ફરી ગયાં છે.

કોઈ કુમારાપ્પા કિશોરભાઈ ને કાકા કાલેલકરના સમર્થનમાં અંકોડાબંધ વાત કરે કે 'સ્વરાજ વિનાનું

ખાદીનું અર્થશાસ્ત્ર કાગળ પરના ચીતરામણ જેવું છે' તો તમારે કહેવું કે મદ્રાસીઓને તો બુદ્ધિનો મદ ચડી ગયો છે. એમાં જ રાજાજીનું ચક્કર ખસી ગયું છે ને !

ને કદાચ ખુદ ગાંધીજી આવીને ઉપરોક્ત વ્યક્તિ-ઓની વાતને સમર્થન આપે તો તમારે કહેવું કે યરવડા ચક્રની શોધ પછી ખુદ ગાંધીજીનું પણ ક્યાં ઠેકાણું છે ?

સાચું પૂછો તો આ રેંટિયો છોડીને ગાંધીજીએ લડતની હાકલ કરવામાં હિમાલય જેવડી ભૂલ કરી છે. આવા પ્રતિકૂળ સંજોગોમાં લડત શરૂ કરવાથી અહિંસા પાછી પડી અને હિંસક તત્ત્વો સાનુકૂળ સંજોગો-થી ઉશ્કેરાઈને ઊમટી હાલ્યાં. જે દિવસે જગત હિંસક યુદ્ધોથી થાકે અથવા થાકીને પડતાં મૂકે તે દિવસે અહિંસક યુદ્ધ શરૂ કરવું જોઈએ. ગાંધીજીના આ ચાલુ અવતારે એવું વાતાવરણ પેદા ન થાય તો ૮૪ હજાર યોની માંહેના કોઈ પણ એક અવતારે સાનુકૂળ સંજોગ–વાતાવરણ મળતાં અહિંસક યુદ્ધનું એ અવતારકાર્ય પૂરું કરવું. કોઈ અવતારે એવું વાતાવરણ કે સંજોગો ઊભા ન જ થાય તો ખુદા

હાજરી હશે ત્યારે કહેવું કે: 'અય પરવર દિગાર ! કર્ણને બાળવા જેમ કૃષ્ણને સોયની અણી જેટલી કુંવારી જમીન જગત આખું ઢૂંઢતાં ન મળી તેમ આ તારા બંદાને એવી કોઈ અહિંસક તક ન મળતાં મારું એ અવતારકાર્ય મારા ભક્તો કે જે 'સવાઈ ગાંધી' છે એમને સોંપીને આવ્યો છું.'

એક મહાજને થોડા સમય પહેલાં મને એક ઉર્દૂ શાયરનો બેત સંભળાવેલો કે:

'મુઝે ખટકા હુઆ થા, જબ બિનાયે કાબા પડતી થી,
કી, બડા ચક્કર મેં ડાલેગી, ગૈરોં ઔર મુસલમાં કો'

—મક્કા શરીફમાં જે દિવસે આ કાબાનો પાયો નખાતો હતો તે દિવસે જ મારા દિલમાં ખટકો પેદા થયો હતો કે આ કાબાનો પત્થર મુસલમાનોને અને બીજા બધાને એક ચકરાવામાં ફસાવી મારશે.

એ જ રીતે આ રેંટિયા-પીંજણ ને ખાદીની જડ (પાયો) જે દિવસે નખાણી તે દિવસે મને પણ એમ જ થયું હતું કે:

'મુઝે ખટકા હુઆ થા, જબ બિનાયે ચરખા પડતી થી,
કી, બડા ચક્કર મેં ડાલેગી, ગૈરોં ઔર ગાંધીવાલોં કો.'

૫

# અક્કલમંદોની અજબ દુનિયામાં

**આ**જકાલ કરતાં કેટલાક દિવસથી અમથીડોશી ઘુ(વ)ડ જેવાં બનીને બેઠાં છે. જેમ ધોળા દિવસનો ઝળાંઝળાં પ્રકાશ ઘુવડની આંખો આડે પડદો દઈ દે છે તેમ ચંદ્રની કળાની જેમ વિકાસ પામતી કેટલાકોની અક્કલના લખલખાટ પ્રકાશથી અમથીમાની અક્કલ આડે અંધારાં વળી ગયાં છે. અમથીમા કાળાં બજાર ( Black Market )ની એકેએક ગલીકૂંચી ફરી આવ્યાં. એકથી આઠગણું દામ દેતા છતાં ત્યાં અક્કલ વેચાતી ન મળી, અને સરકારી રાશન કહેતાં માપબંધીની દુકાનોએ તો એક અક્કલ સિવાય બીજું બધું જ વેચાય છે, એટલે ડોશી ઠાલે લેજે પાછાં આવ્યાં.

ન્યાય તો એવો છે કે અંધાને આખી દુનિયા અંધી જ લાગે. રસ્તે લાકડી ઠબકારતો ચાલ્યો જતો આંધળો આખે રસ્તે દેખતા માણસને કહેતો જતો હોય છે કે, 'સંભાળજો ભાઈ!' જ્યારે સંભાળ તો ખરી રીતે દેખતાને નહિ પણ આંધળાને રાખવાની હોય છે, છતાં આંધળાને એમ લાગતું હોય છે કે આખી દુનિયા પોતાની સાથે ભટકાઈને જ ચાલે છે. એવી જ રીતે લગભગ બધા બહેરા બૂમો પાડીને જ બોલતા હોય છે, કારણ કે બહેરાઓ પોતે નથી સાંભળતા એટલે આખી દુનિયા નથી સાંભળતી એમ જ માને છે. એવી જ રીતે રસ્તેથી પસાર થતો લંગડો સમતુલા જાળવી ન શકતાં બીજા સાથે ભટકાઈ પડે એમાં પોતાનો દોષ ન દેખતાં પેલા બે પગવાળાને જ ગાળો ચોપડવા માંડશે. એક ટાંગને કારણે પોતે ગોથું ખાઈ ગયો કે ગબડી પડ્યો એમ એને લાગશે જ નહિ એ તો સાબૂત પગવાળાનો જ દોષ જોશે.

જેમ દુનિયા અંધાને મન અંધી, બહેરાને મન બહેરી અને લૂલટાંગને મન લંગડી તેમ શાહુકારોને આ દુનિયા ઘણે ભાગે શાહુકાર જ લાગશે. દુકાળ પડતાં એક ગામમાંથી બધાં દુકાળિયાં ગામ છોડી પરગામ જતાં એક શાહુકારની હવેલી પાસેથી પસાર

થયાં. પેલો શાહુકાર કહે, 'શા માટે આ બધાં ગામ છોડી ચાલ્યાં જાય છે?' જવાબ મળ્યો કે 'દુકાળ પડ્યો છે એટલે.' ત્યારે પેલો શાહુકાર કહે, 'એમાં ગામ છોડીને શા માટે ચાલ્યા જાય છે? ખાય નહિ ખાજાં ને ખાંડ?' ન્યાય એવો હોઈને અમથી-માની અક્કલ આડે અંધારું વળી જતાં દુનિયા આખી એમને અક્કલ વગરની અને મૂરખ લાગવી જોઈએ. જ્યારે હકીકત એથી તદ્દન ઊલટી છે. અમથીમાને તો બુદ્ધિના સાગરમાં ડૂબકી-દા રમતાં અક્કલમંદ માનવીઓ જ જ્યાં ત્યાં નજરે ચડે છે.

અહીં અક્કલ-મંદ શબ્દનો અર્થ સમજવામાં રખે ગોટાળો કરતા! આ મંદ શબ્દની ખૂબી પેલા રાજા-બાદશાહનાં કલગી-ચામર જેવી છે. એ કલગીને શિરપેચ તરીકે ચોડવામાં આવે તો બાદશાહ ગણાય અને પાછળ ચોડવામાં આવે તો પશુ ગણાય. પેલું રાજા-બાદશાહ ઉપર ઢોળાતા ચામરનું પણ કંઈક એવું જ છે. પશુઓને ચામરની જરૂર નથી પડતી, કારણ કે એ પૂછડાંના ઝંડાથી પવન ખાઈ શકે છે કે માખીઓ ઉડાડી શકે છે, જ્યારે રાજા-બાદશાહોને પશુઓ જેવું પૂછડું ન હોવાથી, વિધાતાની ભૂલ સુધારી, પૂછડાના વાળ ભેગા કરીને તેઓ ચામર બનાવીને માખીઓ મારે છે.

આ કલગી અને ચામરની પેઠે ‘ મંદ ’ શબ્દમાં પણ ભારે ખૂબી ભરી છે. આ ‘ મંદ ’ શબ્દને અક્કલની આગળ મૂકો તો મંદઅક્કલ–કહેતાં બુદ્ધિહીન, ગમાર–એવો અર્થ થાય અને ‘ મંદ ’ શબ્દને અક્કલની પાછળ મૂકો તો અક્કલમંદ એટલે કે બુદ્ધિશાળી એવો અર્થ થાય. એક વાર અમથીમાનું એક ફેફ્ફડું ખડી જતાં એક હોમિયોપથ ડૉકટરે આવી ખૂબી બતાવેલી. એ તાવ ઉતારવાની દવા આપે ત્યારે તાવ ચડવા માંડે અને તાવ ચડાવવાની દવા આપે ત્યારે તાવ ઊતરવા માંડે. અમથીમાએ આ અવળા ફેરફાર તરફ ધ્યાન ખેંચ્યું ત્યારે ડૉકટર કહે કે, ‘ લ્યો, વાહ ! અમારી દવાની ખૂબી જ આ છે. જોયું ને ! કેવી Wonderfull effect (આશ્ચર્યજનક અસર) થઈ ! અમને પણ ખબર ન પડે એવી રીતે અમારી દવા કામ કરે છે. એ જ એની ખૂબી છે ! ’ દવાની ખૂબીવાળા આ દાક્તરની અક્કલની પાછળ કે આગળ મંદ શબ્દની ખૂબી પણ જોડાયેલી છે એમ રખે માની લેતા !

અક્કલમંદ અમથીમા મંદઅક્કલ બની ગયાં પછી આખી દુનિયા એમને અક્કલવાળી લાગી છે. બાપને પોતાના કરતાં પારકાનો દીકરો વધુ અક્કલવાળો ને કહ્યાગરો લાગે, સાસુને પોતાની વહુ કરતાં પારકાની

વહુ વધુ ઠાવકી, કામઢી, શાણી ને સુશીલ લાગે, એ એક વાત; પણ પોતાનામાં જ્યારે કોઈ વસ્તુની ત્રુટી હોય છે ત્યારે એ વસ્તુનું આરોપણ માણસ મોટે ભાગે બીજામાં કરતો હોય છે.

દા. ત. નબળો માણસ પારકાની નજીવી બહાદુરીનાં બેહદ વખાણ કરતો હોય છે. પોતાનામાં નથી હોતું એની ઝંખના માણસમાં હોય એ સ્વાભાવિક છે, પણ એથી આગળ વધીને પોતાનામાં નથી હોતું એવું પોતાનું પ્રતિબિંબ જોવા માટે માનવી અનાદિકાળથી મથતો આવે છે.—આયનામાં મુખ નિહાળવા પાછળ આ જ સિદ્ધાંત કામ કરી રહ્યો છે. પોતાનું પ્રતિબિંબ નિહાળવા નહિ પણ પોતાને રૂપાળો ભાળવા માટે જ માણસ આયનામાં જોતો હોય છે. આયનાને વાચા હોત, ને એણે કાળાને કાળું ને કૂબડાને કૂબડું કહેવાની હિંમત કરી હોત તો આજે ભાગ્યશાળીને ઘેર જ આયના જોવા મળત. આયનાની એવી હિંમત એની શહીદીમાં જ પરિણમે વાંદરાં એકે આયનાને સાજો નથી મેલતાં એ આ જ કારણે. એ જ ન્યાયે અમથીમા પોતાનામાં નથી એવી અક્કલ બીજામાં ભાળવા પ્રયત્ન કરી રહ્યાં છે એટલે એમને ઠેકઠેકાણે અક્કલના આગળા ઊઘડી ગયા લાગે છે.

દા. ત. કોંગ્રેસનો પરાભવ કરવામાં સરકાર સફળ થઈ ત્યારથી ઘણા કોંગ્રેસીઓની અક્કલ દિવસે નથી વધતી એટલી રાતે વધે છે ને રાતે નથી વધતી એટલી દિવસે વધે છે. આમાંના એક વર્ગે 'હિંદ ખાલી કરો' એ સૂત્ર પડતું મૂકીને 'કોંગ્રેસ જીવતી છે' એવું સૂત્ર ઉપાડી લેવામાં જે અક્કલ વાપરી છે એવી તો અગાઉ દેવોના ગુરુ બૃહસ્પતિએ પણ નહિ વાપરી હોય. આપણે જીવતા છીએ એવું એક વાર સાબિત થયા સિવાય આપણે શ્વાસ લઈએ છીએ એમ કહેવાય જ કેમ ? કોંગ્રેસ જીવતી છે એવું પુરવાર કર્યા સિવાય કોઈક મૂર્ખ આગેવાને 'કરો યા મરો' એવું સૂત્ર હિંદની અજડ પ્રજાની જીભે ચડાવી દીધું. 'કરો'નો અર્થ 'જેલો જ ભરો' એવો થોડો અર્થ થાય છે કંઈ ? જિલ્લાબોર્ડો અને લોકલબોર્ડોની બેઠકો ભરો, સંસ્થાઓની સમિતિઓ ભરો, છાપાંનાં કોલમ ભરો, સુધરાઈની બેઠકો ભરો, અને વધારામાં નાનીમોટી ધારાસભાની બેઠકો ભરો એવો અર્થ શા માટે નહિ ? 'કરો'ની સાથે 'મરો' શબ્દને જોડી દેનારે તો અક્કલનું દેવાળું જ કાઢ્યું છે. એથી ઊલટું એણે તો એમ કહેવું જોઈતું હતું કે, 'જીવતો નર ભદ્રા પામે' માટે 'જીવો અને જુઓ.' જે નથી મરતા તે બધા શું હાથપગ જોડીને બેસી જ રહેતા હશે ?

'મરે' પછી 'કરે' કોણ? મર્યા પછીની મડાગાંઠ ઊકલે પણ શી રીતે? આવી સામાન્ય અક્કલની વાત પણ એ મૂર્ખ સૂત્રકારને નહિ સમજાઈ હોય? ને આજે નહિ તો કોઈક દિવસ સૌને મરવાનું તો છે જ ને! કોણ અમરપટો લઈને જન્મ્યું હતું વળી? ધારો કે બધા ય મરી જાય, પછી સ્વરાજ આવી પડે તો એનું સંચાલન કરે કોણ? એટલે થોડાકે મરવાનું તો બાકીનાએ કંઈક કરવા માટે જીવવાનું રહે છે જ. ધારો કે અંગ્રેજો હિંદ ખાલી કરી ગયા, પછી એની જગ્યાઓ ભરશે કોણ? એટલા માટે કોંગ્રેસ જીવતી છે એ પુરવાર કરવાની જરૂર છે. જેમ પહેલાં ધરપકડ કરી અટકાયતમાં રાખીને પછી સરકાર હવે પૂછે છે કે, 'તમને શા માટે અટકાયતમાં ન રાખવા એનાં કારણો આપો.' અટકાયતમાં શા માટે રાખ્યા છે એનાં કારણો આપવાની જેમ જરૂર જ ઊભી થતી નથી તેમ કોંગ્રેસ ક્યારે મરી ગઈ એના પુરાવા આપવાની જરૂર નથી. સ્થાનિક સંસ્થાઓ અને ધારાસભાની બેઠકો ભરવાની જરૂર છે, એ બેઠકો ભરવા કોંગ્રેસીઓએ જેલની બહાર રહેવાની જરૂર છે, અને જેલ બહાર રહેવા જીવવાની જરૂર છે—કારણ કે આ બધા જીવે તો જ કોંગ્રેસને જીવતી પુરવાર કરી શકાય.

જેલમાં પડ્યા એ તો બધા પાળિયા બરોબર. આ તો સારું છે કે એમણે 'ગાંધીજી જીવતા છે' એવી ઝુંબેશ નથી ઉઠાવી, નહિ તો આજે ગાંધીજી પણ કૉંગ્રેસની જેમ જ આપણી વચ્ચે નિરાકાર સ્વરૂપે છે, એટલે ગાંધીજી જીવે છે એની સાબિતી શી ? અને દુશ્મનો જ નહિ પણ હાડોહાડ કૉંગ્રેસવાદીઓ પણ કહે છે કે કૉંગ્રેસ એટલે ગાંધીજી. એટલે 'કૉંગ્રેસ જીવતી છે એવું પુરવાર કરો' એનો બીજો અર્થ 'ગાંધીજી જીવતા છે એવું પુરવાર કરો' એમ જણાય ધન્ય છે આવાં સૂત્રોના શરૂ કરનાર કૉંગ્રેસીઓની ફળદ્રુપ અક્કલમંદીને !

આગળ ક્યાં જવું ? હવે તો અમથીમાન ભૂતકાળની અને વર્તમાનકાળની અક્કલ વચ્ચેથી અંતર જ ખસી ગયું લાગે છે એક કાળે પેલી કણબીની કોમ રોંચા, કૂચા, ડોબા, કણબા, શેફા ને બળદિયામાં ગણાતી, કારણકે બાળકો માનાં પેટમાં હોય ત્યારથી એ લોકો એકબીજાનાં સગપણ તો ઠીક, પણ લગ્ન સુદ્ધાં પતાવી દેતા. વર અને વહુને બદલે ગર્ભવતી કણબણો ચોરી ફરતા ફેરા ફરતી. છેવટ બંને છોકરા આવે તો વિવાહ ફોક અને બંને છોકરી આવે તો

પણ ઠીક. એક છોકરો ને એક છોકરી આવે તો તો પછી કશું કહેવાપણું જ ક્યાં રહે છે?

ગમાર ગણાતી આ ભૂતકાલીન પ્રથા આજે મિત્રરાજ્યોને હાથે આધુનિક સ્વરૂપ પામી રહી છે. તહેરાનમાં જ્યારે ચર્ચિલ, રૂઝવેલ્ટ અને સ્ટેલિન મળ્યા ત્યારે જર્મનીનો કયો ભાગ કોના તાબા નીચે રાખવો એ બધું નક્કી થઈ ગયું છે. એંગ્લો-અમેરિકન લશ્કરો ઈટાલિના કેસીનો નગરના પાધરમાં ત્રણ-ચાર મહિનાથી ફેરફૂદરડી ફર્યા કરે છે. રશિયાએ પહેલી દોટમાં એક વર્ષમાં ૯૦૦ માઈલ કાપી નાખ્યા, પણ હવે તો એક એક માઈલ ૧૦૦-માઈલ જેવો થઈ પડ્યો છે. બર્લિનની બાજી સાવ બગડી બેઠી હોવાનાં ચિહ્નો હજી નથી જણાતાં. બીજો મોરચો હજી ભાવિના ગર્ભમાં પડ્યો છે. કસુવાવડ થઈ હશે એમ માનવાનું કારણ નથી, પણ પૂરા માસ વીતી ચૂક્યા હોવા છતાં છેડા-છૂટકો નથી થતો, એનો અર્થ એ કે અઢાર-અઢાર માસ માના ગર્ભમાં રહેનાર અભિમન્યુની પેઠે બીજો મોરચો પણ કોઈ કૃષ્ણની પાસે સાત કોઠા ભાંગવાની વિદ્યા ભણતો હશે. આમ જર્મનીને તો ઠીક, પણ આખી પૃથ્વીના ગોળાને કયો ઘાટ આપવો એની યોજના પણ વિચારાઈ ગઈ છે. કોણ કહે છે કે

અંગ્રેજ અને અમેરિકન સત્તાઓ કણબીની પેઠે રોંચી, ઢૂચી, ડોબી કે ગમાર છે? આ ગોરી સત્તાઓ તો બાહોશ, ચબરાક, દીર્ઘદ્રષ્ટા અને મુત્સદ્દી છે. ધન્ય છે આ ગોરી સત્તાઓની અક્કલમંદીને!

આજે તો ડોશી નજર નાખે છે ને આ ગોરી સત્તાઓની અક્કલ આસમાનને આંબી ગઈ લાગે છે. જાપાનીઓ મણિપુર રાજ્યમાં ઘૂસી ગયા એ તો બોય-સ્કાઉટ પણ સમજી શકે એવી વાત હતી. છતાં દૂધ પીતાં બચ્ચાં જેવાં હિંદીઓને એ ન સમજાવવામાં આવ્યું હોત તો એ એમ જ સમજી બેસત કે જાપાની-ઓ બનાવટી ખાદી વેચવા હાલ્યા આવ્યા હશે. અને ઈમ્ફાલથી ટીડીમ વચ્ચે બબ્બે વર્ષની ભારી જહેમતે જે નાની સડક બાંધી શકાઈ છે એનો સાચો ખ્યાલ આપવામાં ન આવ્યો હોત તો આ મૂરખ એમ જ સમજી બેસત કે:—

સકરકંદકા કોટ બનાયા, મૂલીકા દરવાજા,
ગાજરકી તો તોપ બનાઈ, લડે ફિરંગી રાજા—તરકારી લે લો...

સાચું બોલાવો તો જાપાનીઓ મણિપુર રાજ્યમાં નહિ પણ હિંદીઓના ઉપલા માળમાં જ ઘૂસી ગયા કહી શકાય. કારણકે છોકરાં સમજે એવી વાત

ન સમજે એવા મોટાઓને તો મંદઅક્કલ કહી શકાય ને !

વધુ તો આ સરકારને ધન્યવાદ દેવાનું એટલા માટે મન થાય છે કે ધરી–રાજ્યો તો ભયથી પ્રીત કરાવે છે, જ્યારે આપણી સરકારના પ્રેમને વશ થઈને હવે એક પછી એક હિંદી બંડખોરો શરણે આવતા જાય છે. પણ અમથી ડોશી તો સરકારને ધન્યવાદ આપે કે શરણાગતોની અકકલમંદીને ! સરકાર તો પોતાના સદ્ભાવને કારણે જીતી, પણ વિભ્રમિત થયેલી પ્રજાને સાચું ભાન કરાવનાર તો છે આ અમદાવાદી શરણાગતો. આજ સુધી અચરાયેલી શેખાઈ અને તેનાં બણગાં પોકળ હતાં એમ એ લોકોએ શરણે જઈને સિદ્ધ કરી બતાવ્યું છે. ભાગતા ફરવામાં નાદાનિયત હતી એવો સત્યનો તેજસ્વી સાક્ષાત્કાર એ લોકોએ કરી બતાવ્યો છે. ભાગવામાં માલ પણ શો બળ્યો છે ? એમ તો ઉંદર બિલાડીથી ભાગતા જ ફરે છે ને ! જાપાનીઓ મિત્ર રાજ્યોથી ભાગતા ફરે છે ! હુકોંગની ખીણ મિત્રરાજ્યોએ કબજે કરી ત્યાં ભાગીને મણિપુર રાજ્યમાં કેવા ઘૂસી ગયા ? એટલે, ભાગવું એ નામરદી છે–શરણે જવામાં મર્દાનગી છે. ભાવનગરનો ઓલ્યો જુવાનડો બહારવટિયો હયાતખાન શરણે

ન આવ્યો તો જીવથી ગયો. શો લાભ કાઢ્યો એણે ? 'આપણે માટે શરણાગતિનો કોઈ માર્ગ નથી' એવાં ખાલાં ઝીંકનાર પેલાં સરોજિનીદેવીને આ લોકોએ સન્માર્ગે વાળીને યોગ્ય છક્કડ આપી કહી શકાય. સરોજિનીદેવી તો બુલબુલ રહ્યાં ને ! અને બુલબુલો બધાં ઈરાનના વેરાન–પ્રદેશનાં વાસી ગણાય. વસ્તી-વાળા પ્રદેશમાં કેમ ગાવું એની વેરાનમાં વસનારાંને ક્યાંથી ગતાગમ હોય ?

વળી સરકારને શરણ જવું એટલે માબાપને ખોળે જવું. સરકાર આપણી માબાપ છે એવો સાક્ષાત્કાર આ શરણાગતોએ આપણને કરાવ્યો છે. અમથોમાને લાગે છે કે આ શરણાગતોમાં ગાંધીજીની અહિંસા રગેરગમાં ઊતરી ગઈ હોવી જોઈએ. સાચો અહિંસક સત્યાગ્રહી એ જ કે જે અસત્ય–આચરણમાંથી ગમે ત્યારે, ગમે તે ભોગે, ગમે તેના ભોગે, પાછો ફરવાની તાકાત ધરાવે. એ દુનિયાની નિંદાની પરવા નથી કરતો, પણ આત્માના અવાજને માન આપે છે. ચૌરી-ચૌરાનો હત્યાકાંડ અને ગાંધીજીનો દાખલો મોજૂદ છે. પૂર્વે સરદાર પૃથ્વીસિંહે પણ પહેલાં ગાંધીજીની અહિંસા સ્વીકારી તે પછી સરકારની શરણાગતિ સ્વીકારી. હવે તેમણે સામ્યવાદની સરદારી સ્વીકારી છે એટલે રખે

માની બેસતા કે ગાંધીવાદની કે સરકારની શરણાગતિ એ તો એમની ચાલબાજી હતી! અમથીમાને લાગે છે કે આ શરણાગતોને પણ એ સામ્યવાદીઓમાંથી તો પ્રેરણા નહિ મળી હોય? કારણકે જનતાનું યુદ્ધ ત્યાં જ સંભવે, જ્યાં જનતાની સરકાર હોય. એટલે પોતે જનતાની સરકાર સામે લડી રહ્યા હોવાનો કોઈ કોઈ પ્રકાશ તો એમને નહિ લાધ્યો હોય? વળી ગાંધીજીને ગાંધીજીથી પણ વધુ સમજનાર કોઈ હોય તો તે કોમ્યુનિસ્ટો જ છે.

જૂની કહેવત અનુસાર આ કોમ્યુનિસ્ટો આજે ઊધઈની પેઠે રાગદ્વેષરહિત બન્યા છે.

'આડું નાખો, પાડું નાખો, પાડાને પછાડી નાખો,
તોયે પાડો શેર દૂધ કાઢે.'

ખેર, સન્માર્ગે વળેલા શરણાગતોની અક્કલમંદીને ધન્યવાદ આપતાં અમથીમાને ભય એક જ છે કે પેલો ઊં–ચી–ટાંગ ચીનો આવીને નાક વાઢીને ક્યાંક અપશુકન કરાવે નહિ! ઊં–ચી–ટાંગ કે લીન–યુ–ટાંગ એવું કંઈક નામ છે. એ આવ્યા છે સ્વ રણજિત પંડિતનો શોક દર્શાવવાને મશે અને ભાષણ કરે છે ત્યારે મગ ને અડદ બંને ભરડે છે.

આ ચીની ફિલસૂફે કલકત્તા યુનિવર્સિટિના વિદ્યા-

થીઓ સમક્ષ એવું બાફ્યું કે, 'રેલવેની ભાંગફોડ કરવા અંગે હિંદીવાનોને કોંગ્રેસે ઉશ્કેર્યા એવો સરકાર આરોપ મૂકે છે, ત્યારે ફ્રાંસમાં રેલવેની ભાંગફોડ કરનારાઓને દેશપ્રેમી બહારવટિયા કહીને બિરદાવવામાં કાં આવે ?' એથી યે આગળ વધીને આ ફાટેલ ભેજાનો ફિલસૂફ કહે છે કે, 'ઘણી વાર ઇશ્વર ટોળાંની મારફત પોતાની રાજી–નારાજી વ્યક્ત કરે છે.' જે માણસ લોકમાનસના અભાન ઉશ્કેરાટમાં ઇશ્વરની ઇચ્છા–અનિચ્છા ભાળે ને જે ભાંગફોડની નાદાનિયતમાં દેશપ્રેમ ભાળે એ હિંદી ભાંગફોડિયા કે કહેવાતા બંડખોરોની શરણાગતિમાં દેશદ્રોહ જ ભાળે ને! એને તો એ શરણાગતિમાં સ્વાતંત્ર્ય–યુદ્ધના નૈતિક બળનું નખ્ખોદ નીકળી જતું જ લાગે ને! એ શરણાગતિમાં પ્રજાની આઝાદીની ભાવનાનું નર્યું શોષણ થયેલું જ દેખાય ને! અને એ કહેવાતો ફિલસૂફ એવો જ મત બાંધતો જાય ને કે હિંદી પ્રજાની યુવાન આગેવાની કાચી બુદ્ધિની અને છોકરમત ભરી છે?

અરે, ભલે ને ગમે તેવો મત બાંધી જાય! એવા વાર–તહેવારે હાલી મળતા ચીનાઓના અભિપ્રાયો કે મતોની કોણ દરકાર કરે છે? વર્તમાનકાળમાં તો આવા ઘણા ચીના ફિલસૂફો આવી ગયા. પૂર્વે પણ

શ્યેન ચાંગ* અને ફાહિયાન વગેરે કંઈક આવી ગયા, પણ એમાંનો કોઈ હિંદને સાચું સમજવાની અક્કલ ધરાવતો જ નથી. પછી એનો ધોખો શો કરવો?

આપણે તો સૌ સમજીએ છીએ કે માર્શલ બેડોગ્લિયોએ મિત્ર–રાજ્યોની શરણાગતિ સ્વીકારીને ઈટાલિને બચાવી લેવાનું જે ભવ્ય અને પ્રશંસનીય પગલું ભર્યું છે એવું જ ભવ્ય અને પ્રશંસનીય પગલું શરણાગતોએ ભર્યું છે. ધન્ય છે શરણાગતોની અગમબુદ્ધિને !

•

* આ છે ચાઈનીઝ ભાષામાં થતો ઉચ્ચાર. આપણે ત્યાં પ્રચલિત નામ તો હ્યુએન સંગ છે.

૬

# સાઠે બુદ્ધિ નાઠી ?

હયો કરો વાત ! અમથી ડોશી મોડાં પહોંચ્યાં એમાં તો સૌ માની બેઠા કે ડોશીમા રહ્યાં ખર્યું પાન એટલે પારકી પંચાત કરવા જતાં ક્યાંક ઠેકાણે પડી ગયાં હશે. પણ એવી ભ્રમણા સેવનારને ચેતાવી દઉં કે અમથી ડોશીએ જેટલાં ખેંચ્યાં એટલાં બીજાં ખેંચી કાઢે એવાં કડે-ધડે છે. વળી ડોશીના મોતનું પાનિયું તો કે' દહાડાનું ખોવાઈ ગયું છે એટલે કોઈ અમથી ડોશીની મફતની ચિંતા ન કરે.

અમથી ડોશીએ સાઠને માથે પાંચ-પંદર વટાવ્યાં છતાં એને બાપુની જેમ લાકડીના ટેકાની હજી જરૂર

નથી પડી, અને હિટલર સામે જેમ ચર્ચિલ દાંત કકડાવે છે એમ ડોશી કાચા ચણા કકડાવી જાય છે. ડોશીમાનો બોલવાનો બરો એમરી કરતાં જરા ય ઓછો નથી ડોશીમાની ગતિ જરા ધીરી, પણ મિત્રરાજ્યો જેવી મક્કમ છે. હિટલરે ભલે એક મહિનામાં ફ્રાંસને રોળી નાખ્યું હોય પણ મિત્રરાજ્યોએ એક મહિનાને અંતે ભૂમધ્ય સમુદ્રમાં ઈટાલિનો પેન્ટેલેરિયા નામનો ૩૦ ચોરસ માઈલ જેવો જંગી ટાપુ જીતી લીધો એ મિત્રરાજ્યોની ધીરી છતાં મક્કમ ગતિ બતાવે છે.

કહે છે કે દરિયામાં એવા એવા મગરમચ્છ પડ્યા છે કે પેન્ટેલેરિયા જેવડા ટાપુ તો એક કોળિયે હડપ કરી જાય, પણ આ ટાપુ તો મગરમચ્છે નહિ પણ મિત્રરાજ્યોએ જ જીત્યો છે એની ડોશીમાને પાકી ખાતરી છે. કારણ કે મગરના પેટમાં ગયું કદી પાછું આવતું નથી. જ્યારે થોડા દિવસ પહેલાં જ કોઈક જવાબદાર અંગ્રેજ—અમેરિકન બોલેલા કે, ‘ઇટાલિ જીત્યા પછી તેની પ્રજા મનફાવતું બંધારણ અને મનફાવતી રાજનીતિ ઘડી શકશે.’

કહે છે કે દરિયામાં એવા એવા લપોડશંખ થાય છે કે આપણે એની પાસે માગીએ કે, ‘લપોડશંખ!

લાવ લાખ.' તો લપોડશંખ ગાજી ઊઠે કે, 'લે ને સવા લાખ!' લપોડશંખ બોલે ખરો, પણ કહેવાના–દેવાના નહિ. એટલે ઉપલા શબ્દો કોઈ લપોડશંખ નથી બોલ્યો પણ અંગ્રેજ–અમેરિકન બોલ્યો છે એની ડોશીને પાકી ખાતરી છે

મારું કહેવાનું તો એમ હતું કે ડોશીની ગતિ ધીરી છતાં મક્કમ છે. તમને લાગશે કે ડોશી આડાં ઊતર્યાં, પણ અમથી ડોશી આડાં ઊતરે એવાં નહિ તો! તેમ ડોશીમાનું પેલી હજામડી જેવું પણ નથી. વળી ભૂલી ગઈ. ગરાસિયાની દીકરીને બા ન કહેતાં ભૂલથી છોકરી કહેવાઈ જાય ને ગરાસિયો જેમ ગરમ પાણી પેઠે છણુછણે એમ હજામને 'હજામ' કહેતાં એ પણ છણુછણી ઊઠે છે હજામને 'હજામ' ન કહેતાં 'નાયી બ્રાહ્મણ' કહેવું. લોગના દી છે ને? હવે તો ઢેઢગરોળીને ઢેઢગરોળી કીધી નથી થાતી. ઢેઢગરોળીને પણ હરિજન–ગરોળી કહેવી જોઈએ.

હું તો કહેતી હતી કે એક હજામડી ન કહેતાં નાયી બ્રાહ્મણી એક શેઠના ઘરમાં કામકાજ કરે. શેઠના અવળા ગણેશ તે કોઈ દિવસ નહિ ને તે દિવસે રંગમાં આવી જઈને શેઠાણી સાથે એક થાળીમાં જમવા બેસી ગયા. પણ પેલી નાયી બ્રાહ્મણી આ જોઈ

ગઈ એટલે કંઈક શરમના માર્યા ને કંઈક ગભરાટના માર્યા શેઠ નાચી બ્રાહ્મણીને કહે, 'આ લે, આ એક રૂપિયો. કોઈને કહેતી નહિ કે શેઠ–શેઠાણી સાથે જમવા બેઠાં હતાં !'

નાચી બ્રાહ્મણી તો રૂપિયો ઉછાળતી રસ્તામાં જે મળ્યું એને કહેતી ગઈ કે, 'બાઈ, મારે શું કામ કહેવું પડે ? ભલે ને શેઠ–શેઠાણી ભેળાં જમે ! એમાં મારા બાપનું શું જાય છે તે કોઈને કહું ? મને કહે કે, 'આ લે, આ રૂપિયો, કોઈને કહેતી નહિ કે શેઠ–શેઠાણી સાથે બેસીને જમતાં હતાં.' પણ હું શું કરવા કહું ? મારે શું કરવા કહેવું જોઈએ ? ભલે ને ભેળાં જમે ! મને રૂપિયો ન આપ્યો હોત તોપણ મારે કહેવાની શી જરૂર ? કહે છે મારી બલારાત !'

એમ પેલી નાચી બ્રાહ્મણીની પેઠે અમથી ડોશીને રખે વગોવતા ! અમથીમા તો ગયાં હતાં જાત્રાએ, તે ઝાંસીના સ્ટેશને તમાશો ભાળીને રહી ગયાં ઊભાં ને મોડું થઈ ગયું. પણ શું ગિરદી ! શું ગિરદી ! એટલી બધી ગિરદી કે લગન કરીને આવતી બે જાનની નવવધૂની લોકોને ટલ્લે ચડીને અદલાબદલી થઈ ગઈ. સૌ ગાડીમાં ફરી ઠામ બેઠાં, દાગીના એક પછી એક ગણી લીધા,

ખાતરી કરી લીધી કે એકે દાગીનો કે છોકરું–છાબડું બાકી નથી રહ્યું, ત્યારબાદ જ ખબર પડી કે એક આખા જીવતા દાગીનાની જ અદલાબદલી થઈ ગઈ છે. બધાયનાં મોઢાં સરકારે સસ્તા ભાવમાં કાઢી નાખેલો સડેલો લોટ ફાકતાં હોય એવાં થઈ ગયાં. પછી એક-બીજાઓએ સમજી લઈને નવવધૂની અદલાબદલી કરી લીધી.

ડોશીમા જ્યારે ‘ ખજાનચી ’ નામની ફિલ્મ જોવા જઈ ચડેલાં ત્યારે એ ફિલ્મમાં જોયેલું કે એક ભાઈ અને એક બાઈના પારસલની એવી અદલાબદલી થઈ ગયેલી કે ભાઈએ જ્યારે મલકાતાં મલકાતાં ઘેર જઈને કુટુંબ વચ્ચે પારસલ ખોલ્યું ત્યારે એમાંથી પેલી સ્ત્રીનાં ચડ્ડી–બોડીસ અને ચોળી–ચણિયો નીકળી પડ્યાં ને પેલાં બાઈજીએ જ્યારે પિતાશ્રી પાસે હરખાતા હૈયે પારસલ ખોલ્યું ત્યારે સીનો વિકસાવવાની સાંકળ એટલે કે ‘ ચેસ્ટ એક્સપાન્ડર,’ હાથનાં મસલ્સ મજબૂત કરવાનાં ડંબેલ્સ ને બૂટ–મોજાં નીકળી પડ્યાં. આવાં પારસલોની અદલાબદલી સાંભળેલી, પણ બૈરાંની નહિ.

આ કૌતુક જોવા માણસોનાં ટોળાં મળેલાં. એમાં આમથી ડોશી મારગ કરીને ઠેઠ વહુ પાસે પહોંચી

ગયાં. જાનવાળાઓએ જાણ્યું કે, હશે વહુનાં કોઈ સગાં–સંબંધી. એટલે ડોશીમાએ તો નવવધૂનો હાથ–એકનો ઘૂમટો ઊંચો કરીને કહ્યું કે, 'મેર વાલાંમૂઈ! ભાયડાને ભાન ન રહ્યું પણ તારું યે ફટકી ગયું હતું કે બીજા વર સાથે બેસી ગઈ!'

નવવધૂ ડોશીના કાનમાં ગણગણી કે, 'સાચું પૂછો તો માજી, હું કોની સાથે પરણી છું એ જ મને ખબર નથી. આ બે સામે બેઠા એમાંથી એકાદ મારો વર લાગે છે. જુઓ માજી, બેયનાં સરખાં કપડાં, બેય જુવાન, બેય તાળીઓ દઈને સામસામા હસે છે, અને તરવાર પણ બેય એક પછી એક ઝાલે છે. આમાં કયો વર ને કયો અણુવર એની મને શી ખબર પડે?'

'સાચું પૂછો તો ડોશીમા! વરની સામે આંખ ઊંચી કરીને મને કોઈએ જોવા પણ નથી દીધું. સહેજ બારીએથી ડોકું કાઢીને જોવા જાઉં ત્યાં મારી સગી મા ભડભડી ઊઠતાં કે, 'હવે હેઠી મર, હેઠી! બહુ વરઘેલી થઈ ગઈ છે તે! અત્યારથી એવાં શાં ભૂખ–લાડ! હું પરણી ત્યારે તારા બાપના પગની પાની યે નહોતી ભાળી, અને આજકાલનાં છોકરાં તો રોયાં ઊગીને ઝમાં ન થાય ત્યાં તો છાનગપતિયાં

કરવા મંડી જાય છે.' અને જ્યારે આડોશીપાડોશીએ સાંભળ્યું કે હું વરનું મોઢું જોવા તલખતી હતી ત્યારે તો 'હાય રે મા, અત્યારથી આવાં વેન કરે એ વંઠી જ જાય કે બીજું કાંઈ થાય ?' એવાં એવાં વેણે પરણી ઊતર્યાં ત્યાં સુધી મારી આંખોને આંધળી ચાકોટ જેવી બનાવી દીધેલી. આમાં હું વર સામે નજર કેમ કરીને માંડું ?'

પણ મારાથી ન રહેવાયું એટલે પૂછ્યું કે 'હેં વહુ ! આ અદલાબદલીની ખોટી ધાંધલ તો નથી થઈ પડી ને ! અદલાબદલીની શંકા ઉપરથી સાચી અદલા-બદલી તો નથી થઈ ગઈ ને !'

'ના, માજી, ના ! એવું તો નથી થયું લાગતું, પણ મારી બા મોરુકા જમાનાની વાતું કરે છે કે અમારા ગામમાં એક ઓસરીએ બે ઓરડા, એમાં બે જુદા જુદા ભરવાડ રહે. બેયના જુવાન છોકરા પરણીને આવ્યા. વહુ બિચારીને શું ખબર ! તે ઓરડાની અદલા-બદલી થઈ ગઈ. આજની ઘડી ને કાલનો દી. આ ઈ ઓરડા બદલ્યા ઈ બદલ્યા; બંને વહુઆરુ આજે મારી બા જેવડી ડોશી બની ગયેલ છે. ઈ વાત સાંભરે ત્યારે બોખે દાંતે થોડું મરક મરક હસી લ્યે છે એટલું જ. આવું પણ બની જાય છે ખરું !'

અમથી ડોશી તો આ વાત સાંભળીને હેબત ખાઈ ગયાં. સૌ જાનવાળાં સોપારીનો ચૂરો ખાવામાં અને પોતાની મૂર્ખાઈ ઉપર હસવામાં રોકાયાં હતાં એ તકનો લાભ લઈને વહુ બોલી, કે, 'માજી! એમાં હેબત ખાવા જેવું છે શું? અમને પરણવા આવનાર 'રાઈવર' હતો કે 'મેથીવર' એની અમને શો ખબર પડે? પરણવું અમારે ને ઉલ્લાસ અમારાં માબાપને-જીવવું અમારે ને કોની સાથે છેડાછેડી બાંધવી એ હરખ માબાપને-પછી આવા ગોટાળા થઈ જાય એમાં નવાઈ પણ શી? આ હું તો ઘૂમટો તાણીને બેઠી હતી, પણ ભાયડાઓનાં કાળજાં કાગડા ઠોલી ગયા હતા તે ઘરના માણસની અદલાબદલી થઈ ત્યાં સુધી ખબર જ ન પડી! સાચું પૂછો તો એમને ટ્રંક બિસ્તરાની જેટલી કિંમત છે એટલીયે અમારી નથી. તે દિવસની વાત કહી નાખું માજી? મને શી ખબર કે ઘૂમટો તાણ્યા પછી આંખ ઉઘાડી રખાતી હશે? ઘૂમટો તાણ્યા પછીયે હું તો આંખો બંધ જ રાખતી, પછી વરને ભાળું કેવી રીતે?'

હું તો બિચારી વહુની આ વાત સાંભળીને ખકરાંના ડબામાંથી માંડ બહાર નીકળી

મને ગઈકાલનો એક કિસ્સો યાદ આવી ગયો.

વાત એમ બની છે કે ઈંગ્લંડમાં જે ગધેડું પહેલાં બે પાઉંડમાં મળતું એના અત્યારે પંદર પાઉંડ દેતાં પણ પણ ગધેડું હાથ આવતું નથી. આ સમાચાર વાંચીને કોઈ ટીખળીએ એવી વાત ફેલાવી કે બ્રિટિશ સરકાર પોતાનો ભાર ખેંચવા હિંદમાંથી ગધેડાંની ખરીદી કરી રહી છે, ને સરકારની મૂંઝવણ જોઈ કેટલાક ઉદારભાવે ગધેડાં મફત આપી જાય છે. આ વાત એક ગરીબ કુંભારને કાને પડી. કુંભાર નીકળ્યો મફતિયાં ગધેડાંની શોધમાં. શોધતાં શોધતાં કોઈએ ટીખળ કરવા કુંભારને છાપાવાળાને બારણે ભટકાડી દીધો.

કુંભારને વર્તમાનપત્રના મેનેજર પાસે રજૂ કરવામાં આવતાં એણે જણાવ્યું કે, " સા'બ ! ગરીબ માણસ છું, ગધેડા વગર મારો નીંભાડો નવરો પડ્યો છે. મેં સાંભળ્યું છે કે તમે સરકારનો ભાર ખેંચવા મફત ગધેડાં પૂરાં પાડો છો, તો એકાદું મને આપો તો મારા જેવા ગરીબ માણસનું નભ્યે જાય "

વાત સાંભળતાં છાપાનો મેનેજર તાતો ઊનો થઈ જતાં બરાડી ઊઠ્યો કે, ' તું જ મોટો ગધેડો લાગ છે ! ક્યા પાજીએ તને અહીં મોકલ્યો ? આ તે છાપાની ઑફિસ છે કે કુંભારવાડો ? '

'સા'બ ! કુંભારવાડામાં ગધેડાં ખૂટી ગયાં એટલે તો હું તમારી પાસે આવ્યો છું.' કુંભારે આજીજી કરી.

'અરે, પણ તને કુંભારને તે મારે કહેવું શું ? કયા હરામખોરે આને દાખલ કર્યો ?' મેનેજર સા'બે બબડતાં બબડતાં સિપાઈને બોલાવવા જોરથી ઘંટડી મારતાં કહ્યું, 'ન્યૂસપેપરની ઑફિસ કંઈ કચ્છનું રણ નથી, સમજ્યો ? કાઢો આ 'ઇડિયટ'ને બહાર.'

'જી હા સાબ !' કુંભાર વગર સમજ્યે બોલ્યો, 'ખોજો વરણમાં નહિ અને ગધેડું ધણમાં નહિ.' ત્યાં તો સિપાઈએ બોચી ઝાલીને કુંભારને ધક્કો માર્યો. બરાબર એ જ વખતે અમથી ડોશી દરવાજા બહાર ચાલ્યાં જતાં હતાં એની હડફેટે ચડતાં કુંભાર રહી ગયો. કુંભારે રસ્તામાં જ પોતાની આપવીતી કહી સંભળાવી.

અમથી ડોશી આજના અને કાલના કિસ્સાના સ્મરણથી વિચારને ગધેડે ચડી ગયાં. બંને કિસ્સા સાવ જુદા છતાં કેવું સામ્ય ? એકમાં વૈરું બદલાઈ જાય છે ત્યારે બીજામાં એક કુંભાર છાપાની ઓફિસને કુંભારવાડો કે ઉકરડો સમજીને ગધેડું લેવા જાય છે !

એકમાં બૈરાંઓની મનધારી અદલાબદલી થઈ જાય છે ત્યારે બીજામાં 'સરકારનો ભાર ખેંચતું ગધેડું છાપાની ઑફિસમાં ?' અને વગર સમજ્યે બોલી ઊઠતા કુંભારના અસંબદ્ધ શબ્દોમાં પણ કોઈ સત્ય નથી છૂપાયું ?

'ગધેડું ઘણુમાં નહિ.' છાપાને કોઈ નાત જાત, કોઈ રસમ, કોઈ નીતિરીતિ હોય છે ખરી ? ગધેડું ઘણુમાં નહિ એનો અર્થ છાપાની તટસ્થતા જેવો નથી થતો ? આમ સરકારનો ભાર, ગધેડું, છાપું, તટસ્થતા અને ટીખળ વગેરે વિચારનાં ગધેડાં ડોશીના મગજમાં હમચી ખૂંદવા માંડ્યાં. એમથી ડોશીને ઉકેલ મળી ગયો કે હિંદુસ્તાનમાં બધી મોંઘવારી વચ્ચે ગધેડાંના ભાવ આટલા નીચા કેમ ગયા છે ?

ફાટચે ડાચે ડોશી ચાલ્યાં જતાં હતાં ત્યાં સામેથી દોડચો આવતો છાપાનો ફેરિયો ભટકાણો. અહિંસાના ઉપાસક હોવા છતાં ડોશીના મોઢામાંથી ગાળ સરી ગઈ કે, 'મેર મારા રોયા આંધળા ! આંખો ફૂટી ગઈ છે ?' ફેરિયો ટોળમાં બોલતો ગયો કે, 'આંખો ફૂટેલી હોય ત્યારે જ આંધળો કહેવાય ને ! તમારી બુદ્ધિ સાઠે નાઠી લાગે છે !'

અમથી ડોશી સાઠ વટાવી ગયાં એટલે શું બુદ્ધિ નાસી ગઈ એમ ? હિંદમાં કે બીજા દેશોમાં શું સાઠ વર્ષની ઉપરના રાજપુરુષો જ દેશની લગામ હાથ ઝાલીને નથી બેઠા ? આ વીર સાવરકરને જ લ્યો ને ! એમણે હમણાં જ સાઠ પૂરાં કર્યાં. આ વીરવર લીગ સામે હિંદુસભાને આજ સુધી લડાવ્યા કરતા હતા, કોંગ્રેસે લીગને ચડાવી દીધી છે, કોંગ્રેસના હાથમાં હિંદુઓનાં હિત સલામત નથી, હિંદનું સ્વપ્નું સેવશો મા, હિંદ હિંદુઓનું છે—એવાં એવાં ભાષણો અને નિવેદનો, ધાક અને ધમકીઓ આપનાર વીર સાવરકર એકાએક લીગવાદી પ્રધાનમંડળોને સહકાર આપવા ઊભા થયા એથી શું એમની ' સાઠે બુદ્ધિ નાઠી ' છે એમ માનો છો ?

જોજો ભ્રમજાળમાં ફસાતા ! જર્મની અને રશિયા બંને સૈદ્ધાન્તિક હાડવેરી ખરાં કે નહિ ? છતાં બંને દેશોએ સંધિ કરી હતી કે નહિ ? પોલાન્ડ પડ્યું ત્યારે બંને દેશોને ભાગે આવ્યાની જવાબદારી ઉપાડવી પડી હતી કે નહિ ? ત્યારે આ લીગ અને હિંદુસભાનું જોડાણ પણ એવું છે. એ તો—

' નમે નમે મેં ફેર હ, બહોત નમે નાદાન,
દગલબાજ દોઢા નમે, ચિત્તા–ચોર–કમાન.'

તમે ગણતા હો તો વીર સાવરકરનું એ નમી પડવું કે પીછેહઠ ચિત્તાની કમાન જેવું છે. વીર સાવરકર નથી નાદાન કે નથી દગલબાજ. કોંગ્રેસના હાથમાં હિંદુઓનાં હિત સલામત ન હતાં, એથી મુંબઈમાં જ્યારે બિનપક્ષીય આગેવાનોની બેઠકે કોંગ્રેસ આગેવાનોને જેલમુક્ત કરીને સમાધાન કરવાનો આગ્રહ કરતો જે ઠરાવ કર્યો ત્યારે એમણે નિવેદન બહાર પાડેલું કે, 'સભામાંની મારી હાજરીને ઠરાવની સંમતિમાં ન લેખશો.' એક માત્ર હિંદુઓનાં હિતોને લક્ષમાં રાખીને જ વીર સાવરકરે આ ખુલાસો કરેલો. આ તો લીલા બધું ખેતર ભેળી ન નાખે એ ખાતર જ વીર સાવરકરે સહકાર આપવાની હાકલ કરી છે, કંઈ કોંગ્રેસની ગેરહાજરીમાં મળે એટલી સત્તા હાથ કરી લેવા નહિ !

તમે પેલી 'ધર્મા સાઠીં ધર્માંતર' નામની મરાઠી કહેવત સાંભળી છે કે નહિ ? મહારાષ્ટ્રમાં એક વર્ગ એવું માનનારો પડ્યો છે કે શિવાજીનો જન્મ થયો તે પહેલાં અને પછી કેટલા ય હિંદુ જમીનદારો અને સરદારો મુસલમાન થઈ ગયેલા; અને બાદશાહોના તાબેદાર બની ગયેલા—એક જ કારણે કે હિંદુઓ મુસલમાન બને એથી હિંદુઓમાં ધાર્મિક ઝનૂન પ્રગટે, પુણ્યપ્રકોપ ફાટી નીકળે અને એમાંથી પ્રગટેલો રોષ

મુસ્લિમોને હરાવવા માટે મદદરૂપ થાય. એટલે હિંદુ-ધર્મની ખાતર જ એ લોકો વટલીને મુસલમાન બનેલા—એટલે, આ વીર સાવરકરે પણ ધર્મની ખાતર ધર્માંતર કર્યું છે. હવે તમને લાગશે કે વીર સાવરકરની 'સાઠે બુદ્ધિ નાઠી' નથી–બુદ્ધિને તે કંઈ થોડા હાથ–પગ છે તે દોડીને નાસી જાય ?

બીજો જ દાખલો કાયદે આઝમ જનાબ ઝીણા સાહેબનો. એ પણ સાઠ વર્ષ વટાવી ગયા છે. એમની બુદ્ધિ–પ્રતિભાથી અમેરિકામાં રૂઝવેલ્ટ, ઈંગ્લંડમાં ચર્ચિલ અને હિંદમાં મહાત્મા ગાંધી ધ્રૂજી ઊઠે છે.

આજ સુધીમાં લીગને મોટી કરીને પ્રાંતોની સત્તા હાથ કરવા સુધીમાં એને તલવાર–બંદૂકની કે કોઈ ક્રિયાત્મક પગલાંની પણ જરૂર નથી પડી. લાકડાને ખાંડે, એટલે કે સાંબેલાથી, આજ સુધી એમણે હિંદનું રાજકરણ હાંક્યું છે ને હાંકયે જાય છે હિંદુ, શીખ ને યુરોપિયનો–સૌ કોઈ એમને સહકાર આપી રહ્યા છે. તમને થશે કે એ તો કોંગ્રેસ જેલ બહાર નથી આવી ત્યાં સુધીનો જ આ ચળકાટ છે. હું તમને બાદશાહ હુમાયુ ન ને ભિસ્તીનો દાખલો આપું. બાદશાહ-ને ભીડને વખતે આ ભિસ્તીએ પોતાના પાડા ઉપર

બેસાડીને નદી–પાર કરાવેલી. એના બદલારૂપે હુમાયુને ભિસ્તીને ત્રણ દિવસ માટે બાદશાહત સોંપી. આ ભિસ્તી મૂરખ હતો ? ના, કારણ કે એ ત્રણ દિવસે તો ભિસ્તીનું બાકીનું આખું જીવન સુખી બનાવી દીધું. પાણીને બદલે એણે પૈસાથી પખાલો ભરી લીધી, જ્યારે હુમાયુનને બાદશાહ બનીને જીવનભર રાનરાન રખડવું પડ્યું હતું.

શાયરો કહી ગયા છે ને કે, 'હૈ બહારે બાગ દુનિયા ચંદરોજ.' દુનિયા ચંદરોજની છે–જગત ચાર દિનનું ચાંદરણું છે એ સનાતન સત્ય જનાબ ઝીણામાં અણુઅણુ વ્યાપી રહ્યું છે. એના એકેએક વ્યવહારમાં જુઓ, એના એકેએક ભાષણ, નિવેદન અને ધાક–ધમકીમાં જુઓ, તમને એમાં આ સત્ય વણાયેલું દેખાશે. જનાબ ઝીણાની વાત, વિગત, વસ્તુ, યોજના બધું આ સત્યના પાયા પર રચાયું છે. જો બધું ચાર દિનના ચાંદરણા જેવું હોય તો પછી કોઈ વાત, વિગત કે વસ્તુને સદાકાળ વળગી રહે શો ફાયદો ? કાકીડો રંગ બદલે છે તે આ સત્યના આધારે જ. કુદરતમાં પણ ઋતુ–ઋતુના રંગ પલટાય છે, પછી એકની એક વાતને વળગી રહેવું, એક વખત બોલ્યા કે ચાલ્યા એને ચોંટી રહેવું, એ નરી મૂર્ખતા છે. એમાં ચાર

હિન્દના ચાંદરણાના શાશ્વત સત્યને વળગી રહેવાનું ઘોર અજ્ઞાન સમાયેલું છે. આ સિદ્ધાંતની સપાટી પરથી જોશો તો તમને દેખાશે કે, ‘ અખી બોલા–અખી ફોક’ નામક સત્યને જનાબ ઝીણા ઘોળીને પી ગયા છે. ગાંધી આ અજ્ઞાનતથી ઠોકરો ખાય છે ને જનાબ ઝીણા આ જ્ઞાનથી જીત મેળવે છે. સાચા ફિલસૂફ ગાંધીજી નહિ પણ જનાબ ઝીણા છે હવે તમે એમ કહી શકશો ખરા કે જનાબ ઝીણાની ‘ સાઠે બુદ્ધિ નાઠી ’ છે ?

મહાત્મા ગાંધીને જ લ્યો ને ! એ તો સાઠ ઉપર ૧૦–૧૫ વટાવી ગયા છે. કોઈ અંગ્રેજ કે અમેરિકન એમ કહી શકે તેમ નથી કે ગાંધીની ‘ સાઠે બુદ્ધિ નાઠી’ છે, કારણ કે ચર્ચિલ અને રૂઝવેલ્ટ બંને સાઠને ખાઈ ગયા છે. ત્યારે, બધાં અપમાનો પછી પણ, જનાબ ઝીણાને કાગળ લખતાં ગાંધીજી ન અટક્યા કે ન અચકાયા એ માટે એની ‘ બુદ્ધિ નાઠી ’ છે એમ તો તમે નહિ કહોને !

હિમાલયના સર્વોચ્ચ શિખર ગૌરીશંકર ( માઉન્ટ એવરેસ્ટ )ને આંબતાં કંઈક પ્રવાસીઓ ખતમ થયા, એને તમે મૂરખ કહેશો ? ઉત્તર અને દક્ષિણ ધ્રુવના

છેડા માપી લેવા જતાં જેણે જાન ગુમાવ્યા એને તમે કાયર કહેશો ? ધરતીનાં પડો ભેદીને, હાડપિંજરો ઉથલાવી ઉથલાવીને ભૂમિનો ભેદ કળવા જતાં જેણે જીવન ખર્ચ્યાં એને તમે જૂઠા કહેશો ? આત્માનો સાક્ષાત્કાર કરવા જતાં જે સંસાર અને શરીરથી બેપરવા બન્યા એને તમે અજ્ઞાન કહેશો ?

સંતો, વૈજ્ઞાનિકો અને સંશોધકો તો વસ્તુનાં મૂળ તપાસવામાં જ ખુવાર થયા છે ને થાય. એવી વસ્તુના મૂળને કે શિખરને, સત્યને કે સારને પામવા મથનારને દુનિયા નવાજે છે, વીર ગણે છે—એમાંથી પાછા પડનારને દુનિયા નિંદે છે ને કાયર કહે છે. એની સિદ્ધિ મેળવનારને દુનિયા જગત-શ્રેષ્ઠ વિભૂતિ માની પૂજે છે.

એમ ગાંધીજી તો સંત અને વૈજ્ઞાનિક બંને રહ્યા, એટલે જનાબ ઝીણાનું મૂળ હાથ ન આવે ત્યાં સુધી કેમ વિરમે ! કાંતો જનાબ ઝીણા ઝીણા હોવા છતાં ઊંડા મૂળવાળા છે, ને કાંતો એમને મૂળ જ નથી. મેં તો નક્કી જ કર્યું છે કે મૂળ હોવું એ જનાબ ઝીણાના સિદ્ધાંતથી જ વિરોધી છે. એટલે, ગાંધીજી ફોગટનાં ફાંફાં મારે છે. પણ ગાંધીજીને એ પ્રતીતિ ન

થાય ત્યાં સુધી એમને મૂરખ કેમ કહેવાય ? કારણ કે એ રહ્યા સંત, ને પાછા વૈજ્ઞાનિક. પણ આથી તમે ગાંધીજીની 'સાઠે બુદ્ધિ નાઠી' છે એમ નહિ કહી શકો, તેમ અમથી ડોશીની તલવારની ધાર જેવી કુશાગ્ર, તીણી ને તેજસ્વી બુદ્ધિ જોતાં 'સાઠે બુદ્ધિ નાઠી' છે એમ કેમ કહી શકો ?



૭

## જુવાની જ ઝગડાનું મૂળ છે !

આમ થી ડોશી જેમ જેમ વિચાર કરતાં જાય છે અને ફાટી આંખે દુનિયાનું ડહાપણ જુએ છે તેમ તેમ ડોશીને જણાતું જાય છે કે જુવાનીના મૂળમાં જ દુનિયાના ઝઘડાનું મૂળ છે. જો કે ડોશીએ જુવાન વયની મર્યાદા ઠીક ઠીક ઉદાર રાખી છે. કારણ કે ગુનેગારને હંમેશાં વધુ તોળીને જ આપવું એ ન્યાયના સિદ્ધાંતે ડોશીએ જુવાનીને ૫૦ થી ૫૫ વર્ષ સુધીની મર્યાદા આપી છે.

ડોશી તો દુનિયાને ઘોળીને પી ગયાં છે પણ ડોશીના તાજા અનુભવ કહે છે કે જો જયપ્રકાશ નારાયણ જુવાની વટાવી ગયો હોત તો જરૂર ભાગત

નહિ. કાં ગાંધી, જવાહર, આઝાદ કે એવા બીજા કોઈ નેતા ભાગાભાગી નથી કરતા ને જુવાનીઆ જ ભાગે છે? શું જયપ્રકાશને દેશ વહાલો છે ને આચાર્ય નરેન્દ્રદેવને નથી? આ ઉઠેલપાનિયાનો જયપ્રકાશ એક વાર ભાગ્યો હજારીબાગ જેલમાંથી અને બીજી વાર છટક્યો નેપાળની સરહદેથી. પણ અમથી ડોશી કહે છે કે ભાગીને એણે કર્યું સ્વરાજ મેળવી લીધું અને બીજા બાકી કોણ રહી ગયા?

જયપ્રકાશે ભાગી જઈને સરકારી પોલીસ–વહીવટની અને એના પોકળ બંદોબસ્તની હાંસી ઉડાવી એટલું જ ને! એમાં એણે મોથ કઈ મારી? અરે, એવી જેલો તોડીને તો અમારા કચ્છ–ભૂજની બાવિયું પણ ભાગે છે. બાવી એટલે બાવાની વહુ બાવી. એ દાખલો તો જયપ્રકાશ જેટલો જૂનો પણ નથી.

વાત એમ બની કે બાવો ને બાવી બે બાઝયાં. બાવો રાતે ઊંઘતો હતો ત્યારે બાવીએ ઉપાડીને મેલ્યો પાણો. બાવો ડચકાં ખાતો દવાખાને પડ્યો ને બાવી પડી પોલીસ–ચોકીએ. પણ બાવી એટલે બાવી હોં! પોલીસ ચોકીમાંથી છૂમંતર કરી ગઈ કે આજની ઘડી અને કાલનો દી. હજી એ પોલીસને હાથ નથી આવી.

તમે એમ કહી શકશો કે એક બાવીને પોલીસ શોધી શકતી નથી એ જયપ્રકાશ જેવા રાજકેદીને કેવી રીતે શોધવાની હતી ? પણ બાવી હતી કચ્છની અને જયપ્રકાશ તો બ્રિટિશ સરકારની રૈયત. સરકાર એટલે સરકાર હોં ! એવા તો કૈક ભાગેડુઓને પકડી પકડીને પૂરી દીધા. અને જેમને જવા દીધા એમને ભાવનગરના રાજકેદીઓની પેઠે કૃપાની રાહે નથી જવા દીધા એની એની ખાતરી શી ? વળી દેશી રાજ્યની વાત આવી.

દેશી રાજ્યના સત્યાગ્રહી એટલે સત્ય-આગ્રહી હોં ! રાજમાં કોઈ વરે, પરણે કે જન્મે ત્યારે વસવા-યાંની હારોહાર સત્યાગ્રહી કેદીઓ ગળચોપાના ભાગમાંથી ન જાય !

આ હું તો એમ કહેતી કે બાવણ ઘરડી હોત તો ભાગત નહિ; અને રાજ્યના કોઈક સારા અવસરની રાહ જોઈને સખેદખે થોડા દહાડા કાપી નાખત. પણ બાવી જરૂર જુવાન હોવી જોઈએ.

જુવાની દીવાની છે એના દાખલાની તમારે જરૂર હોય તો બાપને એના દીકરા વિષેનો અભિપ્રાય પૂછો, સાસુને એની વહુઆરુ વિષે પૂછો, પીઢ સેવકોને જુવાન કાર્યકરો વિષે પૂછો તો તમને મારી વાત તરત

સમજાઈ જશે. અમથી ડોશીનો એવો અનુભવ છે કે ઉંમર વધતાં ડહાપણ પણ ઘણીવાર પાકીને ટહા જેવું થઈ જાય છે. દા. ત. વડોદરાના છોટાલાલ સુતરિયા, યુક્ત પ્રાંતના ગોપીનાથ શ્રીવાસ્તવ વગેરે.

પણ આમાં એક અપવાદ રહેલો છે. ઘણી વાર વય કરતાં જ્ઞાન શત શત ગુણ ઝડપે આગળ વધી જાય છે ત્યારે તમારે આવા ડહાપણ માટે ઘરડાં બુઢ્ઢાં સામું ન જોતાં જેનું તાલકું જ્ઞાનસૂર્યનાં કિરણોથી ઝગમગી રહ્યું હોય એવા જુવાનો સામે જોવું. તમે કહેશો કે એ તો અકાળે વૃદ્ધત્વ આવ્યું કહેવાય, વૈદકની ભાષામાં કાચું કપાયું કહેવાય વગેરે.

આવા અનુમાન ઉપર આવવામાં તમારી ભૂલ થાય છે. વય કરતાં જેનું જ્ઞાન અતિ ઝડપે આગળ વધ્યું હોય એવાં લોકોનો રંગ પરાણે પકવેલાં પપૈયાં, ચીભડાં કે લ્યો ને ભાઈ, ધગેલ ત્રાંબા જેવો લાગતો હોય પણ એવા દાખલા ઈતિહાસે અદ્વિતીય નથી. ધ્રુવે નાની ઉમરમાં ઈશ્વર સાક્ષાત્કાર કર્યો, શંકરાચાર્યે નાની વયમાં દિગ્વિજય કર્યો, હેમચંદ્રાચાર્યે નાની વયમાં જ સિદ્ધિ મેળવી અને ઋષિમુનિઓની બાલવય તપાસશો તો તરત જણાશે કે એવા અપવાદો હોય

છે જ કે જેમાં બાર હાથના ચીભડામાં તેર હાથનું બી રહસ્યમય રીતે સંગોપી દેવામાં આવ્યું હોય. આ આ કંઈ ગપ્પીને ઘેર ગપ્પીજી આવ્યાની વાત મેં નથી માંડી. યાદ કરો શીખ ગુરુ અર્જુનસિંગને ! એમણે શું કહ્યું હતું ?

'સસ્સા સે જણ શેર લડાવું,
ચીડિયાં સે જણ બાજ ગિરાવું,
સવા લાખસે એક લડાઉં.'

એવાં ઘણાં ય સસલાં થાય છે જે સિંહને તો કશી વિસાતમાં ન લેખતાં હોય, અને ચકલીમાં બાજની સામે બાખડવાની ત્રેવડ શીખગુરુએ જોઈ હશે ત્યારે જ એવું લખ્યું હશે ને કે 'સવા લાખસે એક એક લડાઉં !' એવા એકલમલ આ ધરતીના ખૂણે-ખાંચરે ઘણા પડચા હશે. નાની ચકલીનો મોટો ફરકડો જોઈને શીખગુરુ થોડા ઊર્મિવશ બન્યા હશે ?

મને જે નવા સત્યનો સાક્ષાત્કાર થયો છે એમાંથી ઘણી વાતો કહેતાં ય મારી જીભ થોથવાઈ હાલે છે. હું તમને શું મારા અનુભવની વાત કહું ? રાજકોટમાં જ્યારે આ બધો એજન્સી પ્રદેશ રજવાડાંને સોંપી દેતાં તાલુકદારોએ સભા બોલાવેલી ત્યારે એના સરઘસ

વિષે ગરજતા મેઘ જેવી વાણી ગરાસદારોએ સંભળા-વેલી. મને તો ત્યારે જ અચરજ થતું હતું કે આ તો સાંઢિયાનાં લીંડાંને એકરસ કરી દીધાં પણ એ તાલુક-દારોમાં કોઈ ઘરડું બુઢ્ઢું નહિ હોય, નહિ તો પછી પાછળથી દરબારોનો જે ભવાડો થયો એ ન થાત.

એવાં સભા સરઘસ પાછળ વડોદરાની બાઈડિયું પણ હાલી મળી. લાજ નહિ, શરમ નહિ અને મોભના ઘોદા જેવી સો બાઈડિયું હાથમાં ઘાસલેટના સીસા લઈને સરઘસ કાઢીને હાલી નીકળી. વાત ત્યારે સાવ નજીવી હતી. ગ્યાસતેલનો વેપારી કંઈક ધારાધોરણથી વિરુદ્ધ વર્ત્યો હશે એમાં તો પેલાં પતંગિયાની પેઠે ઊડી હાલી. આમ ઉઘાડે ડાચે લાજ મરજાદ છોડી હાથમાં ઘાસલેટના સીસા સાથે સુબાને ઘેર પહોંચી. એમાં એક નહિ, બે નહિ અને સો સો સ્ત્રીઓ. અને કરી કરીને શું કર્યું ? વેપારીનો બહુ બહુ તો ૧૦ રૂપિયા દંડ કરાવ્યો. કળજગ, માડી કળજગ, નહિ તો સારા ઘરની વહુ દીકરીઓ કંઈ આમ ઉઘાડેછોગ બજારુંમાં ભટકે ? એને કોઈ કહેવા-વાળું ય નહિ ? ગાંધીએ દી ઉઠાડી દીધો છે ને ? જો ટપાલની ટિકટું ગાંધીએ મોંઘી કરાવી હોય તો આ ઘાસલેટનું સરઘસ પણ એણે નથી કઢાવ્યું એની ખાતરી

શી ? સાચું કહું ? આ સો સ્ત્રીઓમાં કોઈ અમથી મા જેવાં અનુભવ વૃદ્ધા નહિ હોય, નહિ તો આવા ફજેતા ન થાય.

એક ભૂલું છું ને બીજું યાદ આવે છે. એ બધા ય કિસ્સા નાની છાંગના છે. વિજાપુરમાં આઠ બાઈડિયું પાધરમાં ધૂળ ખોદવા ગઈ હશે, તે માટી ખોદાઈ ખોદાઈને જે મોટા ભખા થઈ ગયા હશે એમાંથી માટી ખોદતાં ઉપરથી ભેખડ ધસી આવીને આઠે ય મરી ચૂકી. આ મરી ગઈ એમાં છાપાંવાળા ને સમાજ–સુધારકો તો ભભકી હાલ્યા કે ગામ પાદર અને સીમમાં આવા માટી ખાણના ખાડા પુરાવી દઈને અકાળ મૃત્યુ થતાં અટકાવવાં તે શહેર સુધરાઈ અને સરકારનું કામ છે. પણ હું કહું છું કે કયો એમના બાપનો ગરાસ દાટયો હતો કે ખોદવા ગઈ હતી ? એ ખાડા કંઈ સરકારે નથી ખોદાવ્યા. એવી માટીખાણોમાં તો દર વર્ષે હજારો સ્ત્રીઓ દટાઈ મરતી હશે, એ બધીને મરવું હશે કે મરવાનું સરજ્યું હશે ત્યારે જતી હશે ને ! એમાં સરકાર શું કરે ? સરકાર તો એટલી પર-દુ:ખભંજન કે મરવાની એટલી સગવડે રાખે છે. પણ હું કહું છું કે એને નહોતું મરવું તો શું કરવા માટી ખોદવા ગઈ ? શું કરવા ગારગોરમટી કરાવે છે ? ઢળાવે

નહિ લાદિયું કે ગાર કરવાની ઉપાધિ જ નહિ ? આ તો વાતવાતમાં સરકાર ઉપર ઊતરી પડવાની ફેશન હાલી છે. એમાંથી એમ કોઈએ કેમ ન કીધું કે આઠમાં કોઈક ઘરડું હોત તો આઠેયના જાન બચી જાત ! આ બરેલી જેલમાં યુક્ત પ્રાંતના એક પત્રકારે જેલના કૂવામાં પડીને આપઘાત કર્યો ને શરીર ફૂંદાઈ ગયું ત્યારે જેલ સત્તાવાળાઓને ખબર પડી. એમાં જેલ સત્તાવાળા શું કરે ? એ પત્રકાર શું કરવા કૂવામાં પડ્યા ? સરકારે થોડા એમને ઊંડા કૂવામાં ઉતાર્યા હતા ? મારું કહેવાનું એટલું જ છે કે જેલ બહાર મરવાનાં ક્યાં ઠેકાણાં ઓછાં છે તે જેલમાં જઈને પછી આપઘાત કરીને સરકારને ભૂંડી લગાડે છે ? 'હું મરું પણ તને રાંડ કરું.' એ જ હેતુ હોવો જોઈએ ને આની પાછળ કે બીજું કંઈ ! આજકાલ બસ સરકારને ભૂંડી દેખાડવાની ફેશન જ ચાલી છે.

મારી તો જીભ ઊપડતી નથી, માડી ! કહેતાં કાનમાંથી કીડા ખરે, પણ કીધા વગર છૂટકો છે ? આ લાઠી ગામની સુતારણ. જુવાનજોધ. બાપે લગન લીધાં ને વાંસલાનો ઝાલનાર ઘોડે ચડી તોરણે આવ્યો, ત્યારે પેલી ફટકેલ સુતારણ કહે કે "મારે તો બ્રાહ્મણ સાથે પ્રેમ છે, પરણું તો બ્રાહ્મણને જ પરણું." અને

એવી ચિઠ્ઠી પણ ઠાકોરસાહેબને લખી મોકલી ઠાકોર-સાહેબે તો બ્રાહ્મણને પરણવાની સગવડ આપવા માંડી, પણ ભડનો દીકરો બ્રાહ્મણ ને! ધરાહાર ના પાડી. કંઈ છોડિયાં જેવી સુતારણના સ્નેહ ખાતર બ્રહ્મતેજ ઓસરવા દેવાય છે? ખરો મરદનો દીકરો. પ્રેમ પણ કરી જાણ્યો ને ઠાકોર જેવા ઠાકોરે જ્યારે સગવડ આપવા માંડી ત્યારે એક ધરમને કારણે હાથ પાછો ઠેલી પણ જાણ્યો. બ્રાહ્મણનો દીકરો રહ્યો ને તે વેદનો ભણેલો કહેવાય. પ્રેમ કરવામાં ધરમ ન બોળાય પણ લગનમાં ધરમ રસાતળે જાય એવો પાકો શ્લોક ભણ્યો હશે.

આ તો ઠીક છે કે બ્રાહ્મણના દીકરે બ્રહ્મતેજ રાખ્યું, પણ ઠાકોરને કમતડી જ ધાઈ કહેવાય ને! બ્રાહ્મણના દીકરાને ગૌબ્રાહ્મણપ્રતિપાળ જેવા ક્ષત્રિયે વટલી જવા કહ્યું. આવું બનતું હશે ત્યારે જ—

'રસહીન થઈ ધરા, દયાહીન થયો નૃપ,
નહિ તો ના બને આવું...

એવું ઠાકોરના પૂર્વજને ગાવું પડ્યું હશે ને? કલાપિએ લાઠીની ભૂમિને જ વંઠાડી મેલી છે કે બીજું કાંઈ! પણ સુતારના ઘરમાં જરૂર મારાં જેવા ડોશી—ડગરાં હશે એટલે સુતારણને પરાણે પરણાવી ને હાથ ઝાલીને ગાડીમાં બેસાડી દીધી.

એ તો બધું સમેસૂતર પત્યું નહિ તો લાઠીને આંગણે જેમ સાહિત્યક્ષેત્રે સૂર્યસમ પ્રકાશતા નવલ-વીરો, કાવ્ય-વીરો ને નવલિકા-વીરોનો મેળો ભરાય છે તેમ બ્રહ્મકુળદીપકો અને ત્રિપુંડધારીઓનો મહા-મેળો ભરાત. લાઠીનો રાજા જુવાન રહ્યો ને! એ જ ઓકાણુ છે તો!

પેલાં ચીનાઈ વાંદરાંની પેઠે હવે મને આંખે, કાને અને મોઢે આડા હાથ દેવાનું મન થઈ આવે છે. વાત વાંચી છે કે ધોરાજીમાં એક વરરાજાને બાંધ્યે મીંઢાળે તોરણેથી પાછા કાઢ્યા. વરરાજાનો વાંક ત્યારે એ હતો કે એક આંખ કાચી હતી ને બીજી દાક્તરને તપાસાવતાં નબળી નીકળી. મને તો એમ લાગે છે કે વરની પસંદગી કરનારાની આંખ્યું કાચી નહિ, તો પાકીને તેમાં ફૂલાં પડી ગયાં હશે તે ઠેઠ પરણવા આવ્યો ત્યારે ખબર પડી. કંઈક દાળમાં કાળું હશે કાળું. ગમે તેમ પણ કંઈક ગોટો જરૂર ગરી ગયો. નહિ તો વાગ્દાન દીધેલી કન્યાના વરને તોરણેથી પાછો વાળતાં હિંદુધરમનું સત્યાનાશ નીકળી જાય ને! ઘરમાં કોઈ ઘરડું બુઢ્ઢું, કોઈ લાજ આબરૂવાળું હતું કે નહિ? મને તો લાગે છે કે વરરાજાએ આવું અપમાન સહન કરવા કરતાં એમ કહીને વિવાહ ફોક કરવા જોઈતા

હતા કે 'મૂડજીભાઈ ભલે મૂડમાંથી ન દેખે, પણ બાકુડી વડ સેતડી ન જાય' એ ખાતર આ વિવાહ હું ફોક કરું છું.

આવી તાકાત બતાવતો એક કિસ્સો હમણાં જ મુંબઈમાં બની ગયો. એક કોલેજિયન છોકરીએ પોતાના સહાધ્યાયી જુવાનના પ્રેમમાં પડીને ખાનગીમાં લગન કરી લીધાં. છોકરી માબાપને ઘેર ગઈ ત્યારે જુવાનને સંભળાવી દીધું કે 'લગન કર્યું છે જ કોણે?' લોકો કહેવા માંડ્યા કે બાઈ માબાપની બીકથી ફરી બેઠી. મેં કહ્યું કે બાઈએ માબાપની ખાતર અજબ હિંમત દાખવીને જેમ આઠમા એડવર્ડે પ્રેમની ખાતર સામ્રાજ્યના સિંહાસનને ઠોકરે માર્યું તેમ પોતાના પ્રેમનો અને પ્રેમીનો ભોગ આપ્યો. પણ મારા ત્યાગનો ઉપદેશ પેલા જુવાનને ન લાગ્યો ને એવો ભૂંડાઈનો નીકળ્યો કે કોર્ટમાં જઈને જુવાનડી ઉપર કર્યો કેસ. કેસ પુરવાર થયો ને પેલી જુવાનડીએ શું કહ્યું ખબર છે? 'આપણે જરૂર પરણ્યાં છીએ, તમે મારા વહાલા પતિદેવ છો અને હું તમારી અખંડ સૌભાગ્યવંતી, પણ મારા બાપાએ જરા મને ધમકાવી એટલે જરા ખોટું ખોટું ફરી બેઠી.' ઢીંગલો ઢીંગલી ખરાં ને!

મને તો પેલા જુવાનને ઠમઠોરવાની અને પેલી

યુવતીને અભિનંદવાની ઇચ્છા થઈ આવે છે. ધન્ય છે તે યુવતીને કે જેણે આવડી નાની શી વયમાં મોટું ડહાપણ દાખવીને નીડરપણે પોતાના માબાપના પ્રેમ કે ભયની ( ભયબિન પ્રિત નાહી ) વેદી પર પોતાના લગ્ન, પતિ, પ્રેમ વગેરેનો હોમ કર્યો.

ગાઉં કોની પત્નીને ને શત દુઃખ સહતા કોણ પામર પતિને;
કોને ગાઉં ન ગાઉં અગણિત મહીંથી એકને તારવીને !



## ૮

# ચીલે ચીલે ચાલો રે...

બાદશાહ સિકંદરની રાજધાનીમાં એક સુંદર બગીચો હતો. તેમાં અર્વાચીન અને આધુનિક એવા પરાક્રમી પુરુષોનાં પૂતળાં ઊભાં કરેલાં હતાં. એક વાર બાદશાહ સિકંદરની આ રાજધાની જોવા એક મહાન પરદેશી મુસાફર ચડી આવ્યો ને સિકંદરનો જ મહેમાન બન્યો. સિકંદર તેને પોતાનો વૈભવશાળી બગીચો જોવા તેડી ગયો.

બગીચો જોતાં જોતાં એ બંને પરાક્રમી પુરુષોનાં પૂતળાં પાસે આવ્યા એટલે સિકંદર એક પછી એક પૂતળાં બતાવતો જાય અને મુસાફર પૂછતો જાય કે 'આ કોનું છે ? આ કોનું છે ?' વગેરે. સિકંદર દરેક

પૂતળાંની માહિતી અને ઇતિહાસ વર્ણવતો ગયો. એમ કરતાં કરતાં બધાં પૂતળાં જોઈ રહ્યા બાદ મહેમાને પૂછ્યું કે, 'જહાંપનાહ ! આપનું પૂતળું કેમ ક્યાંય દેખાતું નથી ?'

સિકંદરે કહ્યું કે, 'મારું પૂતળું ઊભું કરવામાં આવે અને પાછળની પેઢીઓ 'આ કોનું પૂતળું છે ?' એમ સવાલ પૂછે તે કરતાં તે ઊભું ન કરવામાં આવે અને 'સિકંદરનું પૂતળું કેમ નથી ?' એમ લોકો પૂછે એ મને વધારે ગમે છે.'

બાદશાહ સિકંદરની જેમ અમથી ડોશીને પણ આ વખતે એમ લાગ્યું છે કે 'દરેક અંકમાં અવળવાણી પીરસું અને સૌ વાંચે એવો ક્રમ ચાલ્યો આવે એમાં અમશી ડોશીનું ભૂષણ શું ? એટલે આ વખતે ડોશીએ બાદશાહ સિકંદરની જેમ એમ જ વિચાર્યું છે કે આ અંકમાં કંઈ નહિ લખું તો સૌ વાંચકો પૂછવા લાગશે કે 'અરે ! અમથી ડોશીની અવળવાણી આ વખતે કેમ નથી ?' એટલે લખવા કરતાં ન લખવાથી ગૌરવ ઊભું થતું હોય તો લખવું જ શા માટે ?

તમને એમ લાગશે કે ડોશી પોતાની જાતને વધારે પડતું મહત્ત્વ આપતાં જાય છે. ક્યાં રાજા

ભોજ અને ક્યાં ગાંગો તેલી ! ક્યાં બાદશાહ સિકંદર અને ક્યાં ડોશી અમથી !

પણ તમારી ટીકાથી અમથી ડોશીના પેટનું પાણી પણ નથી હલતું. કારણ કે જે જમીન નીચે માયા દાટી હતી એના ઉપર એક ઉંદરડી ૨૦–૨૫ ફૂટના કૂદકા મારી શકતી હતી. બીજી ઉંદરડીઓની સરખામણી- માં આ ઉંદરડીના આવા વાંસ વાંસ ઠેકડા ભાળીને લોકોનું ધ્યાન પરાણે ખેંચાયું ને ઉંદરડી વિશિષ્ઠ બની ગઈ. એમ ડોશી પાસે ભલે ને ફુગાવાને કારણે પણ જે માયામૂડી ભેગી થઈ છે એના જોરે જે લોકો અમથી ડોશીને ગાળો આપે છે કે વગોવે છે એ બધાયને નમાવી શકાશે એવી અમથી ડોશીને પાકી ખાતરી છે.

મદિરા પીને માત્ર ઉંદરડી જ મસ્તાન થઈ ડોલે છે એવું કંઈ નથી. માણસોને પણ મદિરાનો એવો જ નશો ચડે છે અને મદિરામાં મસ્તાના થઈ એલફેલ બોલતા કે જેમ તેમ ડોલતા એ માણસો પાસે સોનાની ગોળી હોય તો એ નશાના ડોલનને અને એ એલફેલ બોલને લોકો નૃત્યસંગીત કહી નવાજવાના એમાં જરા ય શંકા નથી. લોકોની આ પામરતા અમથી

ડોશીના ધ્યાન બહાર નથી એટલા માટે જ ડોશી પોતાની જાતને સિકંદર સાથે સરખાવે છે.

જે લોકોના હાથ સુધી ડોશીની સુવર્ણ મુઠ્ઠી ન પહોંચી હોય એવા લબાડ અને અવ્યવહારુ લોકો બોલવાના જ કે 'આ ફુગાવામાં કૈંક લોકો લાખો ને કરોડો રૂપિયા કમાયા છે છતાં અમથી ડોશી જેવો રૂઆબ કોઈ કરતું નથી.' આવા લોકોની નિંદા સામે ડોશી એક હળવી તીરછી નજર અને હોઠના ખૂણામાંથી હાસ્ય ફેંકીને કહે છે કે 'ઓછે પૈસે અદકું કમાયાનો કે ઓછે પૈસે વધુ રળ્યાનો રૂઆબ કરવાની પણ આવડત જોઈએ છે. પૈસા તો સૌ કોઈ કમાય છે પણ એમાં ઓછા પૈસાથી વધુ સત્તા, વધુ ઠાઠ, વધુ ભપકો કેમ કમાવો એ પણ એક કળા છે. ડોશી સમજે છે કે મારે એની તલવાર છે, બાંધે એની નહિ.'

બહારથી હાથીઓનાં ગંડસ્થળો ચીરી નાખે એવા દેખાતા મહારથીઓ પણ આ માયા આગળ પોતાના પરાક્રમને કેવું પીગળી જવા દે છે એની ડોશી સાક્ષી છે. કોઈ છૂપા ખૂણે ભલે એવા મહાકવિ, મહાબુદ્ધિ અને મહાશક્તિવાળા મર્દો માયાની ઠેકડી કરતા હોય પણ માયાની સામે કે માયાવાળાની સામે તો તેઓ

પગે ઘૂંઘરું બાંધીને મીરાં જેમ પ્રભુ પાસે નાચી એમ નાચવા માંડે છે એ ડોશીના તાજા અનુભવની વાત છે. એટલે પૈસો એ જ સત્તા છે, પૈસો એ જ પ્રતિષ્ઠા છે અને પૈસો એ જ નીતિ છે એ સત્ય જ્યાં સુધી અસત્ય ન ઠરે ત્યાં સુધી નિંદાખોરો જખ મારે છે ને અમથી ડોશી આબાદીમાં છે. 'માયા દેખીને મુનિવર ચળે' એ સૃજનજૂનું સત્ય ડોશી બરાબર સમજી ગયાં છે. ડોશી સમજે જ છે કે જાહેર રીતે આ દુનિયામાં સો સાધુસંતોને પૂજે છે પણ અંદરખાને આ જગતમાં બધા અર્થના દાસ છે, ત્યાં સુધી અમથી ડોશીના ઘમંડને કે અમથી ડોશીની ગમે તેવી અનીતિ, આપખુદી કે દીવાનાપણાને, અરે અખાદ્ય અને અનાચાર-પણાને પણ કશો વાંધો નથી આવવાનો.

તમે કહેશો કે, 'લક્ષ્મી ચંચળ છે, પૈસો હાથનો મેલ છે, માયા જૂઠી છે.' તો હું કહીશ કે તમે સંસાર-માં નિષ્ફળ નીવડેલા લાગો છે. લક્ષ્મી ચંચળ છે તો વળી આ જગતમાં બીજું શું અચંચળ છે ? બધું જ ચંચળ છે એમાં લક્ષ્મીને શીદ ને ગાળો દેવી ? લક્ષ્મીનું શાસન તો વિષ્ણુના કલેજા ઉપર છે; એને ચંચળ કહો એ કેમ ચાલે ? અને પૈસો હાથનો મેલ છે એમ તમે કહો તો આ ખુદ શરીર જ પૃથ્વીનો મેલ નથી

તો બીજું શું છે ? એથી કરીને તમે પૈસાને હલકો નહિ પાડી શકો. અને માયાને જૂઠી કહેનારા ચાલ્યા ગયા છે ને માયા એવી ને એવી આદિઅનાદિ કાળથી આકર્ષક, મોહક, શાસક અને વિનાશકતાનો શકત વર્તાવતી સામ્રાજ્ઞી સમી સત્ય છે, જીવંત છે એની કોઈથી ના પાડી શકાય તેમ નથી.

અને ધારો કે આજે અમથી ડોશી વધુ પડતા આત્મવિશ્વાસથી કે કોઈ પગલું લપસી જવાથી માયા ખોઈ બેસે ને સાથે લોકાદાર ને પ્રભાવ પ્રતિષ્ઠા પણ ખોઈ બેસે તો અમથી ડોશી એટલું સમજે છે કે આજે ખોયું તે આવતી કાલે મેળવી શકાશે અને નિંદા કુથલી કરનારા ફરીથી તળિયાં ચાટતા આવશે ને ઉપદેશ દેનારા રોજ સલાહ સૂચના અને ઉપદેશ લેવા આવશે.

લોકો દેખીતી રીતે ઓછા પહોળા અને વધુ લાંબા દેખાય છે. માથું ઉપર અને પગેથી ચાલતા દેખાય છે, પણ આ દેખાવ એ એક ભ્રમણા છે. લોકો તો દડા જેવા ગોળ હોય છે. આપણને દેખાય ભલે નહિ છતાં દડાની પેઠે દડતા જ રહે છે. અમથી ડોશી માનવીનાં આ મૂલ્યો સમજી ગયાં છે માટે હે સાધુઓ

અને સંતો! હે રથીઓ અને મહારથીઓ! હે શ્રીમંતો અને શાહુકારો! હે નીતિ અને આચાર-વિચારને અકારણ વળગી રહેનારાઓ! હે દીપડાઓ અને સાવજો!

ચીલે ચીલે ચાલો રે,
ખાડામાં છે ખદબદીઆં...



# ૯

# સાંબેલાંનાં સાચાં વારસદાર

હિટલરે જે દિવસે જર્મન સ્ત્રીઓનાં કર્તવ્યનો આદેશ આપ્યો કે, 'ચર્ચ, ચીમની એન્ડ ચાઈલ્ડ (Church, Chimeny & Child) એ તમારાં મુખ્ય કર્તવ્ય છે– એટલે કે ધરમ પાળવો, બાળકો ઉછેરવાં અને રસોડું કરવું એ તમારાં મુખ્ય કર્તવ્ય છે.' તે દિવસે દુનિયાના સ્ત્રી–હિતવાદીઓને વગર શિયાળે ધ્રુજારો આવી ગયેલ અને દુનિયાની આઝાદીને નામે પારકે ભાણે તહેવાર કરનાર કહેવાતા લોકશાસનવાદી દેશોએ તો હિટલર સામે સ્ત્રી–સ્વાતંત્ર્યનો ધજાગરો ફરફરાવવામાં પણ મણા નહોતી રાખી. પણ આજે જ્યારે સ્ત્રીઓનાં ક્ષેત્રમાં

અનધિકાર પ્રવેશ કરીને ગૃહિણી–જીવનનાં એક પછી એક અંગોને સંસ્કાર અને સેવાને નામે પ્રજામાન્ય પુરુષો ઝૂંટવી રહ્યા છે ત્યારે એનાં દાદ–પોકાર કોઈ સાંભળતું નથી.

લેખનું મથાળું વાંચીને રખે તમે માની લેતા કે કે હું પણ સાંબેલું રેડવવા બેઠી છું–જો કે સાંબેલું વગાડવાનો અધિકાર સ્ત્રીઓનો જ છે, ને એ એક માત્ર હથિયાર ઝૂંટવાઈ જવા બેઠું હોય ત્યારે વર્ષોથી દાબી રાખેલી રોષની ચીંદરડીઓ છોડી છોડીને ઘરડે ઘડપણ લાકડીને બદલે કલમનો ટેકો લેવો પડે તો એમાં ખોટું પણ શું ભલા !

‘ ફૂલછાબ ’ નામના સાપ્તાહિકમાં ‘ સાંબેલાંના સૂર ’ નામે આવતાં ચાલુ કૉલમ તમારી નજરે ચડચાં જ હશે. એના લેખક તરીકે ‘ શ્રી હું ’નું ઉપનામ લખાય છે. આ ‘ શ્રી હું ’ કોઈ શ્રીમાન છે કે શ્રીમતી તેનો ફોડ પાડવામાં આવતો નથી, પણ એ કોલમમાં પ્રગટ થતા પત્રો નીચેની સહી ઉપરથી હરકોઈને માનવા કારણ મળે છે કે ‘ શ્રી હું ’ એ શ્રીમતી નહિ પણ કોઈ શ્રીમાન જ છે. એના તંત્રી અને સંપાદક છે શ્રીમાન ઝવેરચંદ મેઘાણી.

શ્રી. મેઘાણીએ આજ સુધી સ્ત્રીઓનાં ગીત, વ્રત–કથા, રાસ, રાસડા, ગરબા, ગરબી વગેરે અનેક ક્ષેત્રોમાં ઘૂમીને, લોકસાહિત્યનું સંપાદન કર્યું છે. એમની બહારવટિયાની વાતો, રસધારાઓ અને થોડા સંતોની વાતો બાદ કરીએ તો બાકીનું લોકસાહિત્ય એટલે સ્ત્રીનું સાહિત્ય એમણે સંપાદન કર્યું, ગાયું, વર્ણવ્યું, અને વળી નાચી બતાવીને લોકમાં નવાઈ પેદા કરી. આમ જોતાં મેઘાણી એટલે લોકસાહિત્ય અને લોક-સાહિત્ય એટલે સ્ત્રીસાહિત્ય. છેલ્લાં વીસ વર્ષથી શ્રી. મેઘાણી એમાં એવા તો ઓતપ્રોત થઈ ગયા છે કે એમનાં નવલ–નવલિકા અને ગીતો પણ ભાભીના અંબોડલા, બહેનીના ચૂડલા, માના ખોળા અને વહુવારુ-ની વહાલપ સિવાય વાત નથી કરતાં. અહીં સુધી તો બધું ઠીક હતું. જમાનાના ઉદય સાથે જ્યારે સ્ત્રીઓ કદમ ન મિલાવી શકી ત્યારે શ્રી. મેઘાણીના આ સ્ત્રી–ઉપકારક કાર્યથી મને આદર ઉત્પન્ન થતો. હું એમને અબળ, અમોલ અને લજ્જાળુ સ્ત્રી–જગતના એક પ્રતિનિધિ તરીકે ઘૂમતા જોઈને ગર્વ લેતી કે 'મારે નહિ તો મારા પડોશીને હજો !' પણ જ્યારે એમણે સાંબેલાને પણ ઘુમાવવા માંડયું ત્યારે ઘડીક તો હું આશ્ચર્યમાં ડૂબી ગઈ કે આ પુરુષજાતિનો

સભ્ય તલવાર–બંદૂક વગાડવાને બદલે સ્રીજાતિનું એક માત્ર હથિયાર સાંબેલું કાં વગાડચા કરે ?

સાંબેલું એ સ્રીઓનું હથિયાર છે. એના કોઈ પુરાવાની જરૂર છે ખરી ? લગ્ન વખતે ગૃહિણી–જીવન-નાં જે પાંચ પ્રતીક ગણાવાય છે એમાં ખાસ કરીને સાંબેલું પણ છે. આ સાંબેલા વતી સ્રીજાતિએ ઘરની, કુટુંબની અને ગામની રક્ષા કરી છે આ સાંબેલાંથી સ્રીઓએ ચોર–લૂંટારાને માર્યા છે. લબાડ પુરુષોનાં માથાં ભાંગ્યાં છે ને સાંબેલાથી શિયળની રક્ષા કરી છે. પુરુષનાં હથિયાર તલવાર–બંદૂક, ત્યારે સ્રીઓનાં બેડાં ને સાંબેલાં. પુરુષની જોડાજોડ સ્રીઓ ધાડાં સામે બેડાં–સાંબેલાંના હેલારા લેતી ચડતી. હળવદ ઉપર જ્યારે દુશ્મનોનાં દળકટક ચડી આવેલાં ત્યારે મોચીઓએ વીંગણા લીધેલા અને મોચણોએ સાંબેલાંથી ધાડાંનાં ધડ ભાંગેલાં. અરે, હજી ગઈ કાલે જ બારડોલી ને ગુજરાતની બહેનોએ જપ્તીદારોને સાંબેલાંનો સ્વાદ ચખાડેલો તે હજી બધા ચંચવાળ્યા કરે છે. આ બધું જોતાં સરકારે હજી શા માટે સાંબેલાને હિંસક અને પ્રતિબંધિત હથિયારોમાં નથી ગણાવ્યું એનું જ મને આશ્ચર્ય થાય છે.

સંભવ છે કે આ સાંબેલા ઉપરથી જ ભીમને ગદાની કલ્પના સૂઝી હોય. ગમે તેમ પણ સાંબેલું એ

સ્ત્રીઓનું જ એક માત્ર હથિયાર છે, એને વધુ પુરાવાની જરૂર રહે છે ખરી ?

આ વાત આટલેથી નથી અટકતી. શ્રી. મેઘાણી મૂંગા મૂંગા સાંબેલું વગાડયા કરતા હોત તો મને બહુ ન લાગી આવત. પણ એમણે પુસ્તકાકારે જે સાંબેલાંનું સંપાદન કર્યું છે એમાં એવી રીતનો ઉલ્લેખ છે કે કેમ જાણે સ્વ. કવિ દલપતરામે જ સૌથી પહેલું સાંબેલું ન વગાડયું હોય !

"..................................
પોલું એ તો સૌ વગાડે,
સાંબેલું વગાડી દે."

આ જોતાં કવિ દલપતરામને પણ સાંબેલાનું જ્ઞાન ઊંડાં સુધીનું લાગે છે અંતે કવિ એટલે તો કળાબાજ ને ! પોતાનામાં ત્રેવડ ન હોય ત્યારે પારકાનું સારું કર્યું ભાળી ગાણાં જોડવાં ને ગાવાં એનું નામ તે કવિ.

ખેર, પણ મને તો લાગી આવે છે શ્રી. મેઘાણીનું. મને હતું કે એમણે લોકસાહિત્ય કહેતાં સ્ત્રી–સાહિત્યનું જે જબરું સંપાદન કર્યું છે એ જોતાં સાંબેલાંનું પણ એમણે સંશોધન કર્યું હશે. પણ એમનું સંશોધન કેવું છીછરું છે એ આ ઉપરથી દેખાઈ આવે છે.

એક તો સ્ત્રીઓના ક્ષેત્રમાં તેમણે અનધિકાર પ્રવેશ કર્યો, એના નામે જ આબરૂ રળ્યા, પછી પોતાનાં હથિયાર હેઠાં મૂકીને સ્ત્રીઓનું હથિયાર ઘુમાવવા માંડયા; આટલેથી ન ધરાતાં સાંબેલાની સાચી વારસદાર સ્ત્રીજાતિનો ઉપકાર વ્યક્ત કરવાને બદલે સાંબેલાને પુરુષજાતિને નામે ચડાવી દઈને જાતીય પક્ષપાત કર્યો. એલા ભઈ! ઘર–ઘરના ખાંડણિયા જોઈ આવો જોઈએ કે ધાનને ધમકાવનાર હાથ સ્ત્રીઓના છે કે પુરુષોના? શેઠ સગાળશાના પુત્ર ચેલૈયાનું માથું અને બોળચોથ–વ્રતના વાછડાનું માથું કોના હાથે ખંડાયાં હતાં?

શ્રીમાન મેઘાણીનું સંશોધન જરાક આગળ વધ્યું હોત તો એમને માલમ પડત કે સાંબેલાને ઘુમાવવામાં જ નહિ પણ વગાડવામાં પણ સ્ત્રી મોખરે રહી છે.

વાત પુરાણે પ્રસિદ્ધ છે કે સતી અનસૂયાના સતીત્વની લોક–પ્રશંસા અને સિદ્ધિ જોઈને એની પડોશણ એક બ્રાહ્મણી બળીજળીને ખાખ થઈ જતી. આ બ્રાહ્મણીનો પતિ થાક્યો–પાક્યો બહારથી આવીને પાણી માગે તો બ્રાહ્મણી ગડગડિયું પરખાવતી કે, 'કાંઈ મારે માટે તરસ્યો થયો છે? રસ્તામાં ક્યાંય તને કૂવા–અવાડા ન મળ્યા?'

પતિ જરા ઉતાવળ કરે તો બીજો બોંબગોળો છૂટતો કે, 'જરા લગામ તાણી ઝાલો, કંઈ ઢોર વસૂકી નહિ જાય. જો બચાડો મારા સાટુ રોળો કરવા ગયો હતો તે !'

પતિ જરા નરમાશથી શિખામણ આપવા જતો કે, 'અનસૂયાની અડોઅડ રહી તોપણ તને ડહાપણ ન આવ્યું.' ત્યાં તો બ્રાહ્મણી તાડૂકી ઊઠતી કે, 'નાટકિયણ છે, નાટકિયણ ! કંઈ કળશી એક છોકરાં લઈને મારાથી ધણીના ગોલાપા નહિ થાય. મારે ય એની પેઠે તારી પૂજા કરવી કે, 'આવો મારા ભરથાર ! પધારો પાટલા ઉપર ! તમારી પૂજા કરું ને ધૂપ-નિવેદ ધરું !' એમ ને ? ઈ અનસૂયા નમાલી તે એવું કરે, હું તો ખાસડાં મારું સાત ને ગણું એક.' બ્રાહ્મણ બીચારો ઝાઝાં ગામ ટેલીને દહાડા કાપતો.

જોગાનજોગ એક દિવસ બ્રાહ્મણીની નજર સમક્ષ એવું બન્યું કે અત્રિ ઋષિ બારે બપોરે બહારથી આવ્યા ને જળ માગ્યું. સતી અનસૂયાએ ધાન ખાંડવા સાંબેલું અદ્ધર ઊંચકેલું તે એમ ને એમ છોડી દઈને પાણી દેવા ઊઠયાં. સાંબેલું અદ્ધર ને અદ્ધર તોળાઈ રહ્યું. આ જોઈને બ્રાહ્મણીની તો આંખ ફાટી રહી. સતી અનસૂયા માટે આ નવું નહોતું. એ તો અત્રિ ઋષિ

આવતાં દરેક કામને જેમનાં તેમ થંભાવીને ઋષિની સેવામાં લાગી પડતાં, પણ બ્રાહ્મણીએ તો આ પહેલ-વહેલું જોયું ને એને લાગ્યું કે આમાં કંઈક કળા છે.

બસ, સાંજે બ્રાહ્મણ ઘેર આવતાં ગોરાણી ગાજી ઊઠયાં કે, 'સાંભળ્યું કે? કાલ ખરે બપોરે હું ધાન ખાંડતી હોઉં ત્યારે તમારે ઉંબરા બહાર આવીને એમ બોલવું કે, 'સતી ! જરા મારા પગ પખાળવા જળ આપશો કે?' 'જી, લાવી પ્રભુ !' કહીને હું ઊભી થઈશ. પછી જોજો મારો ચમત્કાર ! શું અનસૂયા સતી છે ને હું શંખણી છું ? એની બધી કળા હું જાણી ગઈ છું અને સાંભળ્યું કે ? બરાબર બોલતાં નહિ આવડે તો કાં સાંબેલું નથી ને કાં તમારું માથું નથી.'

બિચારો બ્રાહ્મણ કોઈ નવી આફતના ભણકારાથી ધ્રુજી ઊઠયો. પણ શું થાય ?

બીજે દિવસે બ્રાહ્મણ બરોબર ખરે બપોરે બ્રાહ્મણી ધાન ખાંડતી હતી એ વેળાએ જ આવી પહોંચ્યો. ગોખાવ્યા પ્રમાણે પાણી માગ્યું ત્યાં તો સતીત્વના વધુ પડતા જુસ્સામાં સાંબેલાને ખૂબ જ અદ્ધર ઉલાળી પડતું મૂકીને બ્રાહ્મણી 'જી, આવી પ્રભુ !' કહીને ઊઠી

ત્યાં તો સાંબેલું આવીને પછડાયું એના માથા ઉપર. રાડ નાખીને આ સતી બ્રાહ્મણી ભાગ્યાં ! પતિદેવ બ્રાહ્મણ સતીત્વની લીલાથી અચંબો પામતા પાણી પડતું મૂકીને પાટો બાંધવા દોડ્યા.

આ ઉપરથી દરેક શ્રીમાનને ખાતરી થશે કે પહેલું સાંબેલું પુરાણકાળે વાગ્યું ને તે સ્ત્રીએ વગાડ્યું, એટલે સ્ત્રીઓ જ સાંબેલાની એકલી હકદાર છે. અને સાંબેલું એ સ્ત્રીઓનું જ હથિયાર છે, પુરુષોનું નહિ.



૧૦

## ખામી એક વાણિયાવિદ્યાની

**આ**મથી ડોશી આ મૂરખ પ્રજાથી હવે વાજ આવી ગયાં છે. કહે છે કે ' મુંબઈની પ્રજાને ઈરાની ખચ્ચરના જવ ફરજિયાત કેમ ખવડાવવામાં આવે છે ? ' કેવો બેહૂદો પ્રશ્ન ? કલકત્તાની શેરીઓમાં માણસ બધાં નાગાં કેમ ફરે છે એના જેવો આ પ્રશ્ન થયો. મુંબઈનાં માણસોને ઈરાનથી આવેલા ને ખાસ ખચ્ચર માટે જ પેદા કરેલા જવ એટલા માટે ખવડાવવામાં આવે છે કે આ દેશની પ્રજા ઘી, દૂધ, દહીં, મધ ને સાકર વગેરે પંચામૃતપાન કરવા છતાં માયકાંગલી બનતી જાય છે ને લોકો આક્ષેપ ઓઢાડે છે સરકાર ઉપર. એટલે માયકાંગલી પ્રજાને ખચ્ચર જેવી અલમસ્ત

બનાવવા માટે ફરજિયાત ઈરાની જવ ખવરાવવામાં આવે છે છતાં એ ઉપકાર બ્રિટનનો ન ગણતાં હિંદુસ્તાની-ઓ હાડચ હાડચ શા માટે થતા હશે ?

નાદાન પ્રજા કાળા–ગોરા વચ્ચેનો ભેદ કદી સમજી જ નહિ. વાઈસરૉયની રાજધાની દિલ્હીમાં સમૂહભોજન ઉપર પ્રતિબંધ છે એટલે સંયુક્ત પ્રાંતના ગવર્નરે વાઈસરૉયના માનમાં પોતાને ત્યાં ૭૦૦ માણસોનો ભવ્ય ભોજનસમારંભ રચીને વાઈસરૉયને ઊણું ન આવવા દીધું. પ્રતિબંધ પણ રહ્યો અને શાહી સ્વાગત પણ જળવાયું; જ્યારે વડોદરાનો છોકરડો રાજા પહેલાં એક-પત્નીત્વનો કાયદો કરીને પછી બીજી પરણવા બેઠો. પહેલાં પરણીને પછી કાયદો કર્યો હોત તો કાયદો યે રહેત અને જલસો ય જળવાત. પણ કાળા–ગોરા વચ્ચે ભેદ આટલો જ.

એટલા માટે જ સરકાર પોતાને ‘ કાયદેસર સ્થાપિત થયેલી ’ કહે છે, કારણકે સરકારી કાયદો ગમે તેવી વિરોધી પરિસ્થિતિને સાનુકૂળ બની શકે છે અથવા તો પરિસ્થિતિને સાનુકૂળ બનાવી શકે છે. બંગાળ, બિહાર, આસામ, અને ઓરિસ્સામાં માણસ ધાન વગર મરે ત્યારે મુંબઈમાં વધુ પડતું ધાન ખાઈને મરે એવી વિરોધી સ્થિતિ ‘ કાયદેસર ’ સરકારથી શે ં સહન

થાય ? તેથી મુંબઈમાં રેશનિંગ–અધિકારીએ કર્યો કાયદો કે લૉજ, રેસ્ટોરાં કે વીશીમાં ત્રણ ઉપર ચોથી વાની ન પીરસવી. એની દીર્ઘદૃષ્ટિ તો જુઓ ! એક તો અનાજનો બચાવ, વળી અતિ ખાવાથી આરોગ્ય બગડતું અટકે અને દવા–દાક્તરના બિલમાંથી બચી જવાય તે વધારામાં. આપણાં ગામડાંમાં પણ ખેડૂ, કોળી–નાળી ને વાઘરી વગેરે ક્યાં વળી ત્રણ ઉપર ચોથી વાની ખાય છે ? અને છતાં વાઘરીને ઘેર મહેમાન બનીને જશો તો વાઘરી ઉલટભેર કહેશે કે ' નાતને પરતાપે કોઈ દી લૂખું ખાધું જ નથી ને ! રોટલા હારે ( સાથે ) ચટણીનો પાણો તો હોય, હોય ને હોય જ. સરકાર કેવી સમાજવાદી છે એ જોયું ? કાયદાના ગોદે જ એણે રાય–રંકના ભેદ ભુલાવી દેવા ધાર્યું. બે ભાણાં ભેગાં થાય તો ખખડે ને ! સરકારે ઈ ભાણાંખડખડ જ કાઢી નાખી.

અમથી ડોશી તો સરકારને અરજ કરે છે કે આ બેકદર પ્રજાને ઘઉં આપશો તો ઘી માગશે, જુવાર આપશો તો ટાઢી ( વાયડી ) પડ્યાનો પોકાર કરશે, ને બુદ્ધિમાં બૃહસ્પતિ જેવી ને જોરમાં જાલંધર જેવી બાજરી આપશો તો પણ કહેશે કે ગરમ પડી. એટલે આ ખાઉધરી પ્રજાને ત્રણ વાનીમાં ખચ્ચરના જવ,

ઘોડાની ચંદીના ચણા ને ભેંસ માટે બાફે છે એવા બાફેલા કપાસિયા જ પીરસવા જેથી જવ ખાઈને પ્રજા અચ્ચર જેવી ખડતલ બને, ' ચણા જોર ગરમ ! 'ના ગુણ તો શેરીએ ગલીએ ગવાય છે ને કપાસિયા ખાઈને સૂકી ડાંખ થઈ ગયેલી પ્રજા જરા ઘીઆળ બને તો રાજા પ્રજા બંનેને લાભ છે ને ? વળી ઈરાનના જવ, ઑસ્ટ્રેલિયાના ચણા અને ઇજિપ્તના કપાસિયા ઠેકાણે પાડચાનું પુણ્ય મળશે તે વધારામાં.

અમથીમાને તો લાગે છે કે અનાજની પેઠે પાણીની પણ માપબંધી કરી દેવી, જેથી મુંબઈ જેવાં મોટાં શહેરોનો પાણીનો પુરાણો પોકાર દૂર થાય, વધારે પડતું પાણી પીવાથી જલોદર જેવા રોગ થતા મટી જાય ને એથી ઝાડા-પેશાબની આપોઆપ થઈ જતી માપબંધીથી જાહેર મુતરડીની રાડ બોલે છે એ પણ બંધ થાય. બસ એક હવા, બગાસાં, ઉધરસ, છીંક વગેરે ખાવાની છૂટ રાખવી.

પણ આ બધી માપબંધીને અમલી બનાવવા માટે સૌથી વધુ જરૂર છે આ દેશના લગનગાળાની માપબંધી કરવાની. એક તો કાળું ઘોડું ને વળી કરડકણું. તેવડ ન મળે તાંબિયાની અને પરણતાં પાછું વાળીને ન જુએ. અને પરણ્યા પછી ય ક્યાં પાછું વાળીને જુએ

છે તે ! હિંદી વજીર મિ. એમરીએ સાચું જ કહ્યું છે કે, 'એક તો પ્રજા ખાઉધરી ને વળી વસ્તીનો આડેધડ વધારો.' પછી દુકાળ પડે જ ને ! એટલે લડાઈનાં બે ત્રણ વરસમાં પણ બે ત્રણ કરોડની વસ્તીનો વધારો થતો અટકાવવા લગ્નની માપબંધીની સૌથી પહેલાં જરૂર છે. એ માપબંધી શકય ન બને તો પછી હિંદના માજી સિવિલિયન મિ. જે. પી. બ્રેન્ડરે રસ્તો બતાવ્યો જ છે કે 'હિંદમાં વધતી જતી વસ્તીના પ્રમાણમાં ખેતી, ઉદ્યોગ વગેરે આર્થિક સાધનોનો વધારો કે ખિલાવટ થતી ન હોવાથી જે ભયંકર પરિણામો આવે છે તે અટકાવવા હિંદમાં જરૂર છે સંતતિ નિયમન કરવાનાં કૃત્રિમ સાધનોની.'

લગ્નની માપબંધી અન્ય કોઈ રીતે શકય ન હોય તો આ સંતતિ નિયમનનાં સાધનોનો પ્રજાવ્યાપક પ્રયોગ અજમાવવા જેવો છે. એથી વસ્તીનો વધારો થતો અટકશે એટલું જ નહિ, પણ ઇંગ્લાન્ડની અનેક ફેકટરીઓ અને પેઢીઓના ધંધા ધીકતા થશે. અમારે ત્યાં ટ્રામના ઘોડા ઊતરી જતાં કશા જ કામના નથી રહેતા અને નાહકના ખાડ-ખોગાણની અછત ઊભી કરે છે. પણ નામદાર સરકારના અનેક માજી સિવિલિયનોને ઠેકાણે પાડવા આવા આવા અનેક ધંધાઓ રાહ જોતા

પડ્યા છે. એ તો 'પિંડે તે બ્રહ્માંડે.' ઈંગ્લાન્ડનું ભલું થાય તો એમાં હિંદનું તો ભલું હોય જ ને મારા નામદાર ! ટ્રામને તો એન્જિન જોડાશે પણ ઊતરી ગયેલા ઘોડાને તો ઠેકાણે પાડવા જ રહ્યા ને મારા નામદાર ! છેવટ રશિયામાં જેમ બધા જ ગુનેગારો નિખાલસ દિલે ગુનાની કબૂલાત કરી નાખે છે તેમ આ દેશ માટે પણ ઇરાની જવ જેવું કે કોઈક રાસાયણિક વોડકા જેવું પીણું શોધી કાઢવા ઈંગ્લાન્ડના વૈજ્ઞાનિકોને બેસાડી દેવા જોઈએ, જેથી ઘણીક નિષ્કામ અંગ્રેજી પેઢીઓ સકામ બને અને આ ગમાર પ્રજાના આસાનીથી ગોધલા બનાવી શકાશે. અમારા વહાલા માજી વાઈસરોયલૉર્ડ લિનલિથગોને તો ગોધલા બહુ વહાલા હતા.

પણ આ બધા જ કિસ્સાઓમાં અમથીમાને સરકારમાં થોડી વાણિયાવિદ્યાની ખામી લાગે છે. નહિ તો યુક્ત પ્રાંતના ગવર્નર જેમ ૭૦૦ માણસનો ભોજનસમારંભ રચીને દેશની આંખે ચડ્યા એમ કોઈ વાણિયો કદી ન આવે. ૫૦ ઉપર વધુ માણસોને ન જમાડવાનો પ્રતિબંધ હોય તો વાણિયો એક સાથે જુદાં જુદાં ૧૦ ફળિયાંમાં (એક હારમાં રહેલાં દસ ઘરે) ૫૦–૫૦ માણસોને જમવા બેસાડી દઈને એક સાથે ૫૦૦

માણુસોને જમાડી દેવાનો. છતાં પ્રતિબંધનો ભંગ કર્યો ન કહેવાય અને જુદાં જુદાં દસ ઘરના નામે ૫૦૦ માણસને જમાડવા ખાંડ વગેરે રેશન પણુ મળી રહે. પણુ સરકારમાં એટલી વાણિયાવિદ્યાની ખામી.

વળી ખાદ્ય પદાર્થની માપબંધી બાબતમાં અને ઘોડા ઈરાની જવ ખવડાવવામાં સરકાર લોકોની કેટલી આંખે ચડી ગઈ? વાણિયાવિદ્યાની જ ખામી. બંગાળ સરકારે ૩૦ થી ૪૦ હજાર ગુણુ ઘઉં સળો જતાં 'માણુસોને ખાવા લાયક નથી.' એવી જાહેરાત સાથે વેચવા કાઢ્યા. એમાંથી સ્ટાર્ચ કાઢવાના નામે એક મારવાડી વાણિયાએ આ લાખો મણુ ઘઉં વેચાતા લઈ લીધા ને એને દળાવીને લોટ ડબલ કંતાનમાં ભરી લીધો. વાણિયો ને વળી જૈનધર્મી જીવદયાવાળો. સીંગલ કંતાનમાં તો સળેલા ઘઉંના લોટમાંથી બહાર નીકળીને ધનેડાં મરી જાય ને! એટલે લોટ ડબલ કંતાનમાં ભર્યો. પછી રેશનીંગ માટે સરકાર તરફથી ઘઉંના આટાની ખરીદી નીકળી. ઘઉં ખરીદેલા એના કરતાં બમણા ત્રણુ ગણા ભાવે વાણિયે આટો સરકારને જ વેચી દીધો. પછી જેમ અસુરોએ કચની રાખ કરીને ગુરુ શુક્રાચાર્યને પાઈ દીધી તેમ આ આટો જુદી જુદી 'રાશન શોપ'માં વહેંચાઈને લોકોની

હોજરીમાં જઈને પચી પણ ગયો. પછી સરકાર તરફથી સ્ટાર્ચની માગ નીકળી ને એ જ વાણિયાને ઝાલ્યો. કરામત થોડી કળાઈ ગઈ પણ એ તો હતો વાણિયો. કેસ થયો, કાવડિયા ખરચાયા, છતાં નફો કરીને જ એમાંથી નીકળ્યો ને કોઈએ જાણ્યું યે નહિ. જ્યારે સરકાર તો હજી ઈરાની જવ ખવડાવ્યા પહેલાં જ ધજે ચડી ગઈ.

વાણિયાવિદ્યાની જ ખામી. નહિ તો મલાયાનાં રબ્બરનાં જંગલો જાપાને નાશ કર્યાં હોઈ ને રબ્બર જોઈતા પ્રમાણમાં ન મળે. અને સંતતિનિયમનનાં સાધનો ન બનાવી શકાય તો એની અવેજીમાં બીજી અનેક અદ્ભુત રીતો અજમાવી શકાય. દા. ત. સરકારે હિંદના જૂના વર્ણાશ્રમને પુનર્જીવન આપવું. જેમ દરેક કોમનું જાત્યાભિમાન સરકારે જાગૃત કરી દીધું છે તેમ દરેક જ્ઞાતિ કુળ અને કુટુંબોની જૂની વર્ણ-વ્યવસ્થાને માંડવું ઉત્તેજન આપવા. જ્ઞાતિઓના ગોળ બાંધવા, ગોળની મર્યાદાઓ બાંધવી, વળી ગોળમાં ને ગોળમાં ઉચ્ચનીચ કુળો વચ્ચે થતાં લગ્નો અટકાવી દઈને વર્ણસંકર પ્રજોત્પત્તિ અટકાવવી, પછી એક જ્ઞાતિનો સભ્ય બીજી જ્ઞાતિવાળા સાથે પરણી જ ન શકે એવાં કડક ફરમાનો બહાર પાડવાં. આ રીતે દરેક જ્ઞાતિનાં

કુળ, ધર્મ, રીતરિવાજ ને રૂઢિઓ વગેરે જળવાશે તેથી જ્ઞાતિના ધુરાવાહકો, ધર્મગુરુઓ અને ધાર્મિક સંસ્થાઓ સરકાર ઉપર વારી જઈને મોંમાગ્યો સહકાર આપશે; જ્યારે બીજી બાજુ કોઈ જ્ઞાતિમાં છોકરાઓ વધી પડશે ને કોઈ જ્ઞાતિમાં છોકરીઓ વધી પડશે. પણ કડક વર્ણવ્યવસ્થાને કારણે પરણી નહિ શકે એટલે જખ મારીને સંતતિનિયમન જળવાશે. ઉપરાંત થોડાક સુધરેલા કહેવાતા છોકરા કોઈની મદદ મેળવીને અમેરિકા પહોંચે છે એથી એમની સાથે સગપણ થયેલ છોકરીઓ પછવાડે પડવાથી કેટલાંક ગરીબમા બાપોની છોકરીઓ રઝળી પડે છે, એ અસમાનતા પણ ટળી જશે.

પણ સરકારમાં વાણિયાગતની જ ખામી, નહિ તો બંગાળાના દુષ્કાળમાં જે ભૂલ ખાઈ ગઈ એવી ભૂલ કદી ન ખાત. દુકાળનું સરકારે ઠેકાણે કર્યું એમ દુકાળિયાં-ને પણ અગાઉથી ઠેકાણે પાડવાની વ્યવસ્થા એના ઓસાણ બહાર જ રહી ગઈ. પણ સરકારના ભેજામાં જો વાણિયાની બુદ્ધિ હોત તો રેશનીંગ ખાતાના હુકમ મુજબ ત્રણ ત્રણ ચીજ ખાવા છતાં પણ જેને મરવાનો શોખ થાય કે દુકાળનો શોખ થાય એને માટે એ. આર. પી. માટે તૈયાર કરેલાં બધાં કૂવા–વાવડાં ઉઘાડી નાખત, જેથી એની પાછળ કરેલી સરકારી મહેનત

પણ લેખે લાગત અને દુકાળિયાં પણ ઠેકાણે પડત. જે કોઈ મરવાનું શોખીન કૂવા-વાવડાંએ પહોંચી ન શકે તેને રેશનિંગમાં સારી કીમતે ફરજિયાત રાંઢવા (દોરડા)ના કટકા પકડાવી દેવાત. એથી મોતના શોખીન લોકોને ક્યારે મરવું, કેવી રીતે મરવું વગેરેની પંચાત ટળી જાત અને સરકારને ઘેર ટંકશાળ પડત.

પછી જેને જેને મરવાનો શોખ થાત તે બધા નજીકનાં વાવ-કૂવા પૂરત અથવા ઘરઆંગણે પેલા રાંઢવાથી ગળેફાંસો ખાઈ લેત. આથી કરીને શહેરના રાજમાર્ગો, શાહુકારોની હવેલીઓ અને સરકારી સ્થાનો મડદાંથી ગંધાતાં અટકત, અખબારોની કાગારોળ મટત ને દુનિયામાં વગોવણી થતી અટકત તે વધારામાં. વળી ફાંસો ખાવાનાં દોરડાં વગેરેની કમાણીમાંથી સરકાર થોડા પૈસા પણ મસાણનાં લાકડાફંડમાં ખરચત તો ગામેગામનાં મહાજનો અને પાંજરાપોળો સરકારને માનપત્રોથી ધરવી દેત, કારણકે જીવતા જીવ માટે મૂઠી ધાન ભલે ન મળે પણ મૂઆને બાળવાનો બંદોબસ્ત કરવામાં તો વાણિયો પોતાનો બધો દયાધરમ ખરચી નાખે છે. અમથીમાનું માન્યામાં ન આવતું હોય તો પૂછી જુઓ ગામેગામના મહાજનોના મસાણ-ફંડને. અમારા બધા હિંદુ ધરમમાં પરભવનું માતમ

વધારે રહ્યું ખરું ને ! એટલે આ ભવ ગમે તેટલો બગડે એનો ધોખો મોટે ભાગે અમને નથી હોતો, પણ પરભવ ન બગડે એનું ખાસ ધ્યાન અમે રાખીએ છીએ. અમારાં દયાધરમ ને દાનધરમ પણ પરભવ અર્થે પુણ્ય રળવા માટે જ અચરાય છે. ડાહી જાત વાણિયો આ બધું સમજે. એટલે એ મડદાંની જેટલી પરવા કરે છે એટલી જીવતા જીવતની પરવા નથી કરતો. આ ભવનું ગમે તે થાય પણ વાણિયો કોઈનો પરભવ નહિ બગડવા દે. દેણદાર ગરાક (ગ્રાહક) મરી જાય પછી બધા પ્રયત્ને વાણિયો લેણું વસુલ કરે છે એટલા માટે જ કે મૃતાત્મા ઋણાનુબંધથી છૂટે. મતલબ કે વાણિયો કોઈનો પરભવ બગડવા દેતો નથી.

પણ સરકારમાં વાણિયાવિદ્યાની ખામી એટલે જ તો એ લેણદાર મટીને દેણદાર બની. સરકારી સલાહ-કારોમાં જો કોઈ વાણિયો હોત તો એક પછી એક આવી રહેલી યુદ્ધઉદ્યોગ વિકસાવવાની તક જતી ન જ કરત. દા. ત. ફૈઝાબાદના હજામોએ ઠરાવ કર્યો કે 'બ્લેડો અને સેફ્ટી રેઝરોની હિંદમાં આયાત થવા દેવાથી હજામોના જૂના ધંધાને ભારે હાનિ પહોંચે છે.' આ ઠરાવમાં રહેલું રહસ્ય કોઈ જ ન સમજી શક્યું ને સૌએ એમની હાંસી કરી.

આ ઠરાવમાં સ્વદેશી હુન્નર ઉદ્યોગ ઉપરાંત યુદ્ધ-ઉદ્યોગને વિકસાવવાની ભારે શક્યતાઓ ભરી હતી. કારણ કે હાથે હજામત કરનારાને દર વર્ષે એકાદ શેર બ્લેડ જોઈએ એ હિસાબે આ દેશના ૧૦ કરોડ હાથે હજામત કરનારાઓને ૧૦ કરોડ શેર બ્લેડ જોઈએ. એટલે કે આ દેશમાં બ્લેડની આયાત બંધ થાય તો સરકારને ઉચ્ચ પ્રકારનું ૨૫ લાખ મણ સ્ટીલ એ બ્લેડોમાંથી મળી રહેત, જે લહેરથી યુદ્ધઉદ્યોગમાં વાપરી શકાત. તાતા અને બિરલાની યોજનાથી યે વધુ અદ્ભુત આ યોજનામાં હજામોના ધંધાનો વિકાસ અને બેકાર લુહાર–સરાણિયાના અનેકાનેક આશીર્વાદ રહેલા હતા.

તેમ છતાં કોઈ પડતર સ્ટીલના જથ્થાનો નિકાલ કરવાનું જ સરકાર વિચારે તો–( કારણ કે હાલમાં આવતી બ્લેડઝ લગભગ બધી માણસ કરતાં પાડા મૂંડવામાં વધુ કામ લાગે તેવા સ્ટીલની હોય છે )–બ્લેડઝને બદલે અસ્ત્રા બનાવીને જ મોકલવા. કારણ કે સેફ્ટી રેઝરમાં હજામની જરૂર રહેતી નથી જ્યારે અસ્રામાં હજામ માટે અવકાશ રહે છે. એટલે અસ્રાની સાથેસાથ ગાડીઓ ભરીભરીને ગોરા હજામોને મોકલી આપી શકાય કારણ કે દેશી હજામો ઘણા પ્રયત્ને પણ જોઈએ તેવી ' ક્લીન શેઈવ ' ન શીખી શક્યા તેથી

હિંદીઓ બધા જંગલી જેવા દેખાય છે. જંગલીના માલિક ગણાવવામાં સામ્રાજ્યની શોભા શી ? અમથી માનો લાંબા સમયનો અનુભવ છે કે મૂંડવામાં ગોરા હજામને કોઈ ન લગે. પછી ઈંગ્લાન્ડમાં વધારો ન જ હોય તો ઓસ્ટ્રેલિયાથી થોડા મોકલી આપવા. કાળાને મૂંડવાનું ગોરાને જ ફાવે, ને કાળા વધુ જંગલી બને તે પહેલાં મૂંડી નાખવા વધુ ઠીક. છેવટ પ્રો. કુપલેન્ડ જેવા કોઈને નાયી–બહાદુરનો ઈલ્કાબ આપીને કોઈ ‘મૂંડન મિશન’ના પ્રમુખ તરીકે મોકલી શકાય. એ તો ખેતર જેમ વધુ ખેડાય તેમ વધુ કોળે. શુંદશું ગણ દિયે. એટલે વાણિયાવિદ્યાની અછતને કારણે જ આ લડાઈમાં સરકાર દેવાદાર બની ગઈ.

એક ધનવાન વેપારીએ ગાંધીજીના સિદ્ધાંતો મુજબ ગ્રામસેવા કરવાના અનેક અખતરા કરી જોયા પણ સેવા ને સ્વાર્થ બન્નેનો મેળ કેમે ખાય જ નહિ. સેવા થાય ગામડામાં ને વાણિયો વસે શહેરમાં. ધનના તો ઘેર ઢગલા છે પણ કમાવાનો સ્વભાવ પડ્યો તેનું શું ? છેવટ વાણિયે પોતાની જાતને ધરતીની મર્યાદામાં બાંધી લીધી. ફરતી દસ ગાઉની સીમ છોડીને ક્યાંય ન જવાનું નીમ લીધું. ટૂંકમાં ક્ષેત્ર-સન્યાસ લીધો. ભગવાનને કરવું છે ને ! આખા દેશમાં

જેમ અનાજનો દુકાળ પડ્યો તેમ એ દસ ગાઉમાં પણ રાડ બોલવા લાગી. એક તો વાણિયો દયાધર્મી ને વળી ગાંધીજીના સિદ્ધાંત મુજબ સેવા સ્વીકારેલી, એટલે જીવ કકળી ઊઠ્યો. દસ ગાઉની મર્યાદામાં એક દેશી રાજ્ય આવી જાય. એના દરબારમાં જઈને વાણિયે ધા–પોકાર નાખ્યા. રાજા પણ પીગળ્યો ને વાણિયાને બાજરાની બધી ઉપજ સસ્તા ભાવે લોકોને વહેંચવા આપી દીધી. ઉપજ એટલે હજારો મણ બાજરાની ઉપજ.

આ ઈ કબાલો કર્યો કે દેશમાં બાજરાના ભાવ આસમાને ગયા. તોય વાણિયે દસ ગાઉની મર્યાદા ન છોડી. વાણિયો ખરો વચનપાલક નીકળ્યો. પણ દેશમાં લોકો ભૂખે મરતા હતા તેનું શું ?

દરબારના દિલને ડોલાવીને વાણિયે નિકાસ જકાત ભરીને બાજરાને બહાર વહેતો કર્યો. દસ ગાઉની મર્યાદા ન છોડવાની પ્રતિજ્ઞા તો વાણિયે લીધી હતી, બાજરે નહોતી લીધી. દસ ગાઉની મયાદામાં પણ બાજરાના ભાવ આભે અડી ગયેલા. પણ વાણિયો વચનપાલક નીકળ્યો. ભલે ને મૂળ જે ભાવે લીધો હતો એના કરતાં બમણા ભાવે લોકોને બાજરો વેચ્યો, પણ ચાલુ ભાવ કરતાં ચાર–આઠ આના ઓછા ભાવે જ એટલે

કે સસ્તા ભાવે તો આપ્યો જ. વાણિયો ખરો વચન-પાલક નીકળ્યો.

સેવાની સેવા રહી. સ્વાર્થનો સ્વાર્થ રહ્યો. રાજાનું યે રહ્યું ને પરજાનું યે રહ્યું. વળી રાવણની જેમ રામનામની આણ લોપ્યા વગર બધું સમેસૂતર ઉતાર્યું એક વાણિયાએ જ. વાણિયા વજીર વગર તો રાવણનાં યે રાજ રોળાઈ ગયાં. નહિ તો ગુજરાતના સોલંકી રાજાઓને હતા એવા કોઈ મહેતા મુત્સદ્દી રાવણના રાજમાં હોત તો રામનું યે રહેત અને રાવણનું ય રહેત. વાઈસરૉયે પોતાની કારોબારીમાં અઢારે વરણની ભાંભર મફત-ઠાલાની ભેળી કરી છે, એને બદલે એકલા વાણિયા ભર્યા હોત તો સરકારનું યે રહેત અને ગાંધીનું યે રહેત. અરે સૌનું રહેત. અમસ્થું યે ગાંધીને અને સરકારને 'સૌનું રાજ્ય' જોઈએ છે ના? તે વાણિયા વિના એવું સૌનું જાળવવાની આવડત ભલા ભગવાનમાં પણ શોધી હાથ નહિ આવે.

સાચું કહું? આ લશ્કરમાં બધાં કોળી વાઘરી અને કાટિયાં વરણની ભરતી કરી છે એને બદલે એકલા વાણિયાની જ ભરતી કરી હોત તો એક ફટાકડો ય ફોડ્યા વગર વાણિયા લડાઈ લડી દેખાડત ને વળી સવાયું કરીને પાછું વાળત. એમાં દોસ્તનું યે રહેત અને

દુશ્મનનું યે રહેત. આમ તો સરકાર ઘણી શાણી છે, પણ ખામી છે એક વાણિયાવિદ્યાની અને વાણિયા વહેવારની. રંગભડી રહી જાય રંગભડી !

આમ તો અંગ્રેજપ્રજા વાણિયાના વરણમાં જ ખપે છે, પણ વાણિયે વાણિયે ફેર, એક લાખે ય ન મળે અને એક ટકાના તેર. ગાંધીજીએ અહિંસાને ઘીની માફક ઘૂંટયા કરી તો કશી ભલીવાર ન મળી. કારણ કે રફતે રફતે ગાંધીજી હિંસાના હાડવેરી બની ગયા. ત્યારે રંગ છે ને વાણિયાને કે હિંસાનો વિરોધ કર્યા વિના એકધારાં અઢી હજાર વરસથી અહિંસાને ઉપાસતો આવે છે ! ડાહી જાત વાણિયો સમજે કે હિંસાનો હાડવિરોધ કરવામાં યે હિંસા અચરાઈ જાય. એટલે હિંસાનું યે જાળવ્યું ને અહિંસાનું યે જાળવ્યું.

સરકાર અને ગાંધી નિકટના મિત્ર હોવા છતાં એ બન્ને સામા છેડાના ઉગ્ર વિરોધીઓની અરધી અરધી ગાદી દબાવીને બેસનાર વાણિયા સિવાય બીજો કોઈ માઈનો પૂત ભાળ્યો છે કોઈએ ! આ વાણિયાની આવડત વગર કોંગ્રેસ સરકાર સામે બખેડા જગાવીને ગાંઠના યે ગોપીચંદન ગુમાવી બેઠી. કારણ કે કોંગ્રેસ

કારોબારીમાં એકે વાણિયો ન મળે. ‘ આગળ બુદ્ધિ વાણિયો ને પાછળ બુદ્ધિ બ્રહ્મ.’ કૉંગ્રેસ કારોબારીમાં આ ‘ પાછળ બુદ્ધિ બ્રહ્મ ’ ( બ્રાહ્મણ )ની જ બહુમતી છે. ( કારોબારીમાં ૮ થી ૯ બ્રાહ્મણ છે ) આવી ‘ પાછળ બુદ્ધિ ’ની બહુમતીની જ જ્યાં આગેવાની હોય એનું કટક કૂવામાં જ પડે ને ! કૉંગ્રેસની આજની આ દશા એની કારોબારીમાં એકે ‘ આગળ બુદ્ધિ વાણિયો ’ નથી એને આભારી છે. વાણિયો હોત તો સૌનું સાચવત. સરકારનું યે સાચવત ને સાવરકરનું યે સાચવત. કૉંગ્રેસનું યે સાચવત અને પાકીસ્તાનનું યે સાચવત. આમ ઠેકઠેકાણે વાણિયાવિદ્યાની ખામી વરતાઈ આવે છે.



## ૧૧

# સતીમાતાની સેવામાં

[ મૃત્યુ પાછળ ગ્યાસતેલ છાંટવાના, ડૂબી મરવાના અને બીજી ઘણી ઘણી રીતે જીવનનો અંત આણવાના કિસ્સાઓ અખબારોમાં અવારનવાર આવ્યે જાય છે. પણ એમાંના મોટા ભાગના કિસ્સાઓના ગુણદોષમાં ઊતર્યા સિવાય ખુદ અખબારોમાં પણ એને સતીત્વનું બિરુદ અપાય છે. હવે તો પતિ પાછળ કે પતિ પહેલાં એક યા બીજે કારણે મોતે કે કમોતે મરી જનાર સ્ત્રીઓનાં કુટુંબીઓ જાહેરખબરના પૈસા ભરીને પણ એ મોતને ભવ્ય સ્વરૂપ બાઈઓઆપી સમાચાર છપાવે છે.

આવો એક કિસ્સો આપણા એક પ્રતિષ્ઠિત અને પ્રગતિશીલ સામાહિકમાં ‘ સતીત્વનું ભવ્ય પ્રાણાર્પણ ’ એવા શીર્ષક હેઠળ પ્રસિદ્ધ થયેલો. ઉજળિયાત વરણની પીઢ બાઈ પતિ પાછળ બીજે કે ત્રીજે દિવસે સ્પીરીટ છાંટીને બળી મરી. શરીર અર્ધું ક

બળ્યું ત્યારે દાક્તરોએ એને બચાવવા પ્રયાસ કર્યો ત્યારે પોતાને તો આ અગ્નિમાં શીતળતા લાગે છે ને હવે પતિથી છૂટું પડે છે એમ કહીને બાઈએ જીવવાની અનિચ્છા બતાવી કહેવાય છે.

મરતાં મરતાં બાઈએ પોતાની એકની એક ત્રણ વરસની બાળકી ઉપર હાથ મૂકી દુઃખી ન થવા ઉપદેશ આપ્યો કે, છોકરી એકદમ શાંત ને ગંભીર થઈ ગઈ કહેવાય છે. આ મૃત્યુને લેખકે 'ભવ્ય પ્રાણાર્પણ' તરીકે બિરદાવેલ અને લખેલું કે 'પ્રેમની આ શાશ્વત સત્તા આગળ લૉર્ડ બેન્ટિકે કરેલો 'સતી ન થવાનો ધારો' ધૂળ ભેગો મળ્યો.' વગેરે

બાઈનો સતીત્વને બિરદાવતાં લખેલું કે જીવનભર પતિની સેવા સિવાય બાઈએ બીજું કંઈ કર્યું જ નથી. પતિને જમાડીને જ બાઈ જમતી. પતિ બહારગામ જાય તો બાઈ ઉપવાસ કરતી. સતીત્વના પરચાની વાત કરતાં લખેલું કે એક વાર બાઈ કોઈની જાનમાં ઠેઠ બંગાળ ગઈ. જમવાનો સમય થયો. જાન આખી સમજાવીને થાકી છતાં બાઈએ પતિને જમાડીને પછી જ જમવાનો આગ્રહ રાખ્યો. છેવટ એના પતિને તાર કરીને દેશમાંથી બોલાવવામાં આવ્યો. એને જમાડીને પછી જ બાઈ જમી. આ વાતને લેખકે સતીત્વના આદર્શ તરીકે બિરદાવી હતી. ને આવી આવી તો કેટલી ય વાતોને સતીત્વના ગુણ તરીકે વર્ણવવામાં આવેલી.

આવા બધા કિસ્સાઓને ઉદ્દેશીને 'અવળવાણી'નો આ લેખ લખાયો છે. ]

માહ મહિનાના માવઠાની જેમ મોડા મોડા પણ તમારા સતીત્વને ધન્યવાદ આપવા આવી પહોંચી છું. સતીત્વના મહાન આદર્શ મુજબ તમે કરેલા ભવ્ય પ્રાણાર્પણને ભોંમાં ભંડારી યે ન રહું ને! કારણ કે મહાત્મા ગાંધી જેવા મહાન અહિંસક સંત પણ સરાસર અર્ધી સદી સુધી માથું ફોડયા છતાં જે બ્રિટિશ સરકારનું રૂંવાડું યે ખાંગું નથી કરી શકેલ એ સરકારના એક હાકેમ લોર્ડ બેન્ટિકના સતી ન થવાના કડક પ્રતિબંધને તમે સનાતન પ્રેમના પ્રભાવથી પળભરમાં ધૂળ ફાકતો કરી દીધો છે. ધન્ય છે તમારા પ્રેમપ્રભાવને.

આ દેશના અબુધ માનવીઓ 'વસુધૈવ કુટુંબકમ્'ની, વિશ્વપ્રેમની ભાવના માટે આદિકાળથી નાહકના વલખાં માર્યા કરે છે, અશક્ય અને અસંભવિત એવા આદર્શથી પૂજા કરતા આવ્યા છે. મૂરખા રે મૂરખા! સાવ મૂરખા! જુગજૂના અનુભવે પણ ન સમજ્યા કે અમાપ અને અસીમ એવા આ વિશ્વની સાથે સાડા ત્રણ હાથનો માનવી પ્રેમ કેળવવા જાય એને અડવાનાં પરાક્રમ જ કહેવાય. માળા લપોડશંખ જ છે કે બીજું કાંઈ? નહિં તો આવડા મોટા કજોડાનો ખ્યાલ સુદ્ધાં ન આવે? આદર્શની ઘેલછામાં અક્કલહીણા પ્રમાણભાન

પણ ભૂલી બેઠા. ત્યારે સાચું સમજ્યાં એક તમે હે સતી ! કે જેણે વિરાટ એવા આ વિશ્વને પતિદેવના મૂઠીભર કલેવરમાં સમાવી દઈને પતિપ્રેમ અને પતિ-સેવામાં જ શક્તિને વાળી લઈને આદર્શઘેલા પુરુષોની અક્કલના આગળા ઉઘાડી નાખ્યા છે. ધન્ય છે તમારી વિવેકબુદ્ધિને !

સતી! અહાહાહા સતી! કેવો પ્રાતઃસ્મરણીય ને પ્રેરણાદાયી શબ્દ ! સતી ! તમારું નામ સાંભળતાં મારા બત્રીસે કોઠે જ્ઞાનનાં દિવેલિયાં ઝળેળી ઊઠે છે અને એના અજવાળામાં પતિને પડતા મૂકીને જગ બધામાં ભાટકતી શંખણીઓ ને ખોલકીઓ જ મને નજરે પડે છે. ખોલકી નહિ તો શું ગધેડી કહું ? ભલે ને એ બધી દેશસેવા કે રાષ્ટ્રસેવાને નામે ભાટકતી હોય પણ પતિસેવામાં તો નહિ જ ને ? માણસના આહાર વ્યવહાર, ખોરાક પોષાક, વિચાર વર્તન વગેરે ભલે ને બધું બદલાઈ ગયું હોય ? પણ સત થોડું બદલાય છે ? અને સેવા એ પણ શાશ્વત સત્ય છે તેથી એના માર્ગો પણ શા માટે બદલાવા જોઈએ ? જેવું સતીપણા વિષે ને સેવા વિષે એવું જ પતિ વિષે પણ આપણે આર્યોએ ક્યાં નક્કી નથી કરી રાખ્યું કે—

'જેવો તેવો માની લેવો
પરણ્યાને તો દેવ જેવો.'

જગ આખું જહાન્નમની ખાડીમાં જતું હોય તો પણ પતિને પકડીને બેસી રહે એનું નામ જ સતી. જેમ કાષ્ટમાં અગ્નિમાં રહેલો છે ને દધિ ઓથે ઘૃત રહેલું છે તેમ પતિમાં પરમાત્મા રહેલા છે, તેથી કરીને પતિ બધું સમજતો હોય ત્યાં સતીએ કશું સમજવાની યે શી જરૂર ? પતિ બધું જાણે પછી સતીએ કશું જાણવાની યે શી જરૂર ? એ મુજબ હે સતી લક્ષ્મી ! પતિ પરમ બુદ્ધિશાળી હોય પછી સતીએ અબુદ્ધિથી ડરવાની જરૂર નથી એ તો ઠીક, પણ પતિ સકળગુણ સંપત્તિથી પરવારી બેઠા હોય તો પણ સતીને ડરવાનું કોઈ કારણ નથી. સતીને તો જોઈએ માત્ર પતિ, બસ પતિ. ડુંગળીમાં જેમ શંખ, ચક્ર, ગદા ને પદ્મ એવા વિષ્ણુ ભગવાનનાં ચારે આયુધોનો વાસ છે તેમ સતીના પતિમાં સર્વસ્વનો વાસ છે.

તમારા ત્યાગને તે હું કયે મોઢે વખાણું સતી લક્ષ્મી ! પુરુષો માટે જીવનકર્તવ્યની બારે ભાગોળો મોકળી મૂકી દઈને તમે તો માત્ર પુરુષની છાયા

બનવામાં જ ઇતિકર્તવ્ય માન્યું છે. ધિક્કાર હજો તમને 'પુરુષ સમોવડી' એવી ગાળો ભાંડનારને અને ફિટકાર હજો તમને 'પુરુષ સમોવડી' બનાવવાનાં સ્વપ્નાં સેવનારને. દીર્ઘદૃષ્ટા પુરુષોએ તમારું સાચું સ્થાન પહેલેથી જ 'પુરુષ સમોવડી' બનવામાં નહિ પણ પુરુષની છાયા બનવામાં જ આંકી આપ્યું છે. એને જીવની જેમ વળગી રહેવાની તમારી વફાદારી ત્યાગ-શક્તિને હે સતી ! ધન્ય છે. જેમ માછલાનું સ્થાન જમીન ઉપર નહિ પણ જળમાં છે, જેમ અશ્વનું સ્થાન ઉકરડે નહિ પણ તબેલે છે, જેમ ગાયનું સ્થાન વનવગડે નહિ પણ ખીલે છે, જેમ ઝીણાનું સ્થાન હિંદમાં નહિ પણ પાકીસ્તાનમાં છે, ને હિંદનું સ્થાન જેમ સ્વરાજમાં નહિ પણ સામ્રાજ્યની ઢાલમાં છે તેમ હે સતી લક્ષ્મી ! તમારું સ્થાન બીજે ક્યાંય નહિ, બીજે કેથેય નહિ પણ પતિની છાયામાં છે, પતિની ચરણરજમાં છે. ધન્ય છે તમારા નમ્ર ત્યાગને.

તમારો પરચો જોતાં હે સતી ! કેટલાક પુરાણ-કારોએ સતી નામનો ગોટાળો જ કર્યો છે ને ? રાવણ હણાયો કે એની પત્ની મંદોદરીએ વિભિષણનું ઘર માંડયું છતાં મંદોદરી સતી રહેવાણી, પાંચ ભરથાર વાળી દ્રૌપદીને સતી કહી એ તો ઠીક પણ વિપરીત

કથા તો છે સો પુત્રોની માતા ગાંધારીની. અને ધૃતરાષ્ટ્ર, પાંડુ ને વિદુરની જન્મકથા તો કહી જાય તેવી નથી. છતાં એ બધી સતી કહેવાણી. વળી ઇંદ્રનું સેવન કરનાર અહલ્યા સતી કહેવાણી એ તો ઠીક, પણ ત્રણ તાતના પુત્ર હનુમાનની માતા અંજની કુંવારી ને વળી પાછી સતી કહેવાણી. રાજા પાંડુ મૂઓ ને એની ચિતાએ ચડી માદ્રી, છતાં છોકરાં સાચવવા જીવનાર કુંતી માદ્રી કરતાં સતી તરીકે વધુ પ્રસિદ્ધિ પામી.

હે સતી લક્ષ્મી ! આ બધી પુરાણપ્રસિદ્ધ સ્ત્રીઓનાં ચરિતર સાંભળીને મને તો થાય છે કે એવાં પુરાણો ચીતરનાર ઋષિ વાલ્મિકી કે વેદવ્યાસ, વૈશંપાયન કે દ્વૈપાયન વગેરે લેજાંગેપ જ હોવા જોઈએ. કોને સતી કહેવી ને કોને નહિ, શું કામ સતી કહેવી અને શું કામ નહિ એનો કંઈ વાળો ટાળો જ રાખ્યો નથી. પુરાણકાળની સતીઓને મેલોટાંડી પણ હે સતી લક્ષ્મી ! મધ્યયુગની સતીઓએ પણ ઢોલત્રાંસાં વગાડીને મોટા ભવાડા જ કર્યા છે કે બીજું કાંઈ ? પતિની ચિતાએ ચડવા જાય ત્યારે પરણવા જતી હોય એવા ઉલ્લાસથી વસ્ત્રાભૂષણના ઠઠારા કરવા, કંકુનાં પગલાં પાડવાં ને જમણા પગના અંગૂઠામાંથી આગ પ્રગટાવવી. આવા બધા ભવાડા તે કંઈ સતીને શોભે ?

પતિ મૂઆ પછી શણુગાર સજવા જેટલો યે સમય થોલે એને સતી કોણ કહે ?

જાતે દી એ સતીઓ પોતાનું સત ચૂકી. પુરુષોએ ચોટલા ઝાલીને પુરુષની ચિતા ઉપર સ્ત્રીઓને ચડાવીને સતીઓનું કર્તવ્યભાન જાગૃત રાખ્યું ત્યારે સતીત્વની પુનિત ભાવના ન સમજનાર મ્લેચ્છ સરકારના એક અજડ અમલદાર બેન્ટિકે એ પુણ્યકાર્યનો એક પ્રતિબંધ ફરમાવ્યો. પણ પ્રેમની શાશ્વત સત્તા આગળ પામર બિચારા બેન્ટિકો તે શી બિસાતમાં ? ખોબા જેવડી લંકાનું દહન કરવા હનુમાન જેવા હનુમાનને આખી લંકાનાં ગોદડાં પૂંછડે બાંધવાં પડેલાં, ત્યારે તમે તો હે સતી લક્ષ્મી ! સાત સાગરની સરકારના પ્રતિબંધોને દીવાસળીના એક ટોપકાંથી પ્રજાળી મેલ્યા છે. ધન્ય છે શાશ્વત પ્રેમની સત્તાને કે જેણે ગોરા મુત્સદ્દીઓને મોંમાં આંગળાં ઘલાવી દીધાં છે. આ મધ લડાઈમાં યે લંડનની શેરીઓ ગલીઓમાં બધાં તમારી જ ચર્ચા કરે છે.

મધ્યયુગને મેલો તડકે પણ આજના જમાનાની તો વાત જ પૂછો મા, સતી લક્ષ્મી ! વેવલાં માનવીઓ સતીત્વની વ્યાખ્યા જ વીસરી ગયાં છે. સગા ધણી-

છોકરાંને પડતાં મૂકીને દુનિયા બધીમાં ભાટકતાં સરોજિની નાયડુ અને તેના સગાભાઈનો ભવ બગાડીને છુટાછેડા લેનાર પેલાં કમળાદેવી જેવી સ્ત્રીઓને આજે અનોધાં માન મળે છે ને ઘેર ઘેર એની છબિયું ટાંગે છે, ત્યારે તમને તો કોઈ યાદ પણ નથી કરતું હળાહળ કળજુગ જ આવ્યો છે કે બીજુ કાંઈ ? ફિટકાર હજો આજની રણચંડી ગણાતી સ્ત્રીઓને કે જે રાંધ્યાં ધાન રઝળાવી, પતિને ભૂખ્યો મારીને પારકાંની સેવા કરવા જાય છે. ધિક્કાર હજો એવી સ્ત્રીઓને કે જે સતીત્વમાં કશું સમજતી નથી અને પારકી બાઈડિયુંને ભાયડા સામે સ્ત્રીસ્વાતંત્ર્યના નામે ફટવ્યા કરે છે. લ્યાનત હજો એવી સ્ત્રીઓને કે જે સ્ત્રીઓના સમાન હકોના નામે લાખો પુરુષોના ઘરમાં લાલબાઈ સુકાવે છે.

પણ તમે તો ભારે કીધી સતી લક્ષ્મી ! વિજ્ઞાનના ગણાતા યુગમાં નાસ્તિક લોકોને તમે વિજ્ઞાનનું જ ભૂ પાઈ દીધું છે. પૂર્વે પાયું હતું એક વિવેકાનંદે અને બીજું પાયું તમે. હવે પછી સતી થવા માટે કોઈને પુરાણકાલીન કે મધ્યયુગી જંગલી રસ્તા નહિ લેવા પડે. હવે પછી પતિમીલન કે પ્રભુમીલન માટે ભૂંડું ભેરવજપ ખાવાનું ટળ્યું ને કમળપૂજા ખાવાની કાશ ગઈ. હવે પછી સતી થવા માટે કોઈને આકરાં

તપ તપવાની કે ચમત્કાર બતાવવાની જરૂર નહિ પડે. પડશે જરૂર માત્ર એક જ શીશીની, ઘ્યાસતેલ કે સ્પીરીટની માત્ર એક જ શીશી, સતીને એક શીશી બસ થાય. સતી થવાનો આવો સાદો, સરળ ને ઘરગથ્થુ માર્ગ બતાવીને હે સતી લક્ષ્મી ! તમે માનવસમાજ ઉપર ઉપકાર કર્યો છે. ધન્ય છે તમારી વૈજ્ઞાનિક બુદ્ધિને કે જેણે સતીત્વના અનેક ખર્ચાળ, અગવડભર્યા અને આકરા માર્ગોમાંથી સમાજને બચાવી લીધો છે.

હે સતી લક્ષ્મી ! માપબંધીના આ જમાનામાં અનેક ચીજવસ્તુની તાણુ વરતાય છે. ક્યાંક એકની તો ક્યાંક બીજાની, ક્યાંક મીઠાની તો ક્યાંક અક્કલની. પણ લોકો એ તાણુને અછત કહીને બોલાવે છે. એમ હે સતી ! આજ કાળાં બજારમાં ય ઘાંસલેટની અછત વરતાય છે એટલે ગરીબ સ્ત્રીઓને સતી થવાની સારી પેઠે તકલીફ ઊભી થશે. પણ મહેનત કરવાથી શું નથી મળતું ? નળ રાજા માટે જેમ વૈદર્ભી વલવલતી હતી એમ ઘાંસલેટ માટે અનેક રમણીઓને રોજે રોજ કલાકો સુધી ધક્કામુક્કી કરતી અને વલવલતી ભાળું છું ત્યારે મને તમે ચીંધેલો ઘાંસલેટનો મહિમા સમજાય છે કે પ્રેમમાં અને ઘાંસલેટમાં પાવક જ્વાળાનો સમાન ધર્મ રહેલો છે. એટલે ઘાંસલેટ માટે વલવલવું એ

પણ પતિમીલનની વૈતરણી માટે વલવલવાનું સતીત્વનું જ એક લક્ષણ નથી ?

હે સતી લક્ષ્મી ! તમારા ભવ્ય પ્રાણાર્પણને લોકો આપઘાત કે કમોત કહીને નિંદે તો મનમાં જરા ય માઠું આણશો નહિ. નિંદા તો સતી સીતાની યે ક્યાં નહોતી થઈ ? સતના પ્રભાવને કાયદાના ગુલામો શું સમજે ? વળી શું સમજે પ્રેમની લગનમાં, લગનની અગનમાં અને અગનની શીતળતામાં પંડિતો કે પુરાણીઓ ? હે સતી ! સતની એવી લગનને કારણે જ ધગધગતા લોહથંભમાં પ્રહલાદને હિમ જેવી શીતળતા લાગેલી ને ! બિચારા વૈદ્ય દાક્તરો તમારો પ્રાણ પાછો લાવવા પછડાટું ખાવા લાગ્યા. પણ સાચો સ્પીરીટ તમારા સતનો, કે વૈદ્ય દાક્તરોથી તો ઠીક પણ ભલા ધન્વંતરીથી પણ કેમ ઓલવાય ? પછી બહારનો સ્પીરીટ ઠાર્યે શું વળે ? બુદ્ધિજીવીઓ તમારા ભવ્ય પ્રાણાર્પણને ભલે 'અંગત પ્રેમનો આવેશ' કહીને અવગણે, માનસશાસ્ત્રીઓ ભલે એને 'વૃત્તિઓનું તાણ' કહીને વગોવે કે ભલે એને 'લાગણીની અતિશયતાને કારણે મગજ ઉપરનો કાબૂ ખોઈ બેઠેલી' કહીને નિંદે, વળી કોઈ એને ભલે 'અતિ દુઃખને કારણે ઊભું થતું લોહીનું દબાણ' કહીને ઉતારી પાડે, પણ સૌ જાણે છે

તેમ હે સતી ! તમારી સમજ સરાનાધરા સુધી સાબૂત હતી.

હે સતી લક્ષ્મી ! શાસ્ત્રો ભલે કહે કે આ જગત સાથેનાં જેનાં કર્મો પૂરાં થાય છે તેનો આત્મા આપમેળે દેહ છોડીને ચાલ્યો જાય છે, પણ પંખી ઊડી ગયા કેડે જેમ પીંજરાંની જરૂર રહેતી નથી, જોબન વીત્યા કેડે જેમ જીવનની જરૂર રહેતી નથી તેમ હે સતી ! પતિ ગયા કેડે પત્નીને જીવનની જરૂર જ ક્યાં રહે છે ? પતિપ્રાણના પિંજર સ્વરૂપપત્નીને આત્માનું સ્વતંત્ર અસ્તિત્વ હોય ખરું ? એટલે એવા અજ્ઞાનીના ઓરતા શા કરવા ?

વળી લોકો કેવો કમઅક્કલ પ્રશ્ન કરે છે કે સતી તો પતિની પછવાડે ગયાં પણ એનું બાળક નિરાધાર બન્યું તેનું શુ ? મૂરખાં એટલું ય સમજતાં નથી કે બાળકોને પાછળ ન મૂકી જાય તો શું ભેગું લઈ જાય ? પતિની પછવાડે સતીને છેટું પડતું હતું, કંઈ બાળકને છેટું નહોતું પડતું. વળી પતિ પ્રત્યે ઉગ્ર પ્રેમ રાખ્યા પછી બાળક પ્રત્યે સતીથી પ્રેમ રખાય જ કેમ ? મૂરખાં રે મૂરખાં ! પતિ પછવાડે સળગી મરતાં સતી બાળકને પડતાં મેલી જાય છે

એનો અર્થ જ એમ કે સતી એક પતિ સિવાયનું બધું સમાજનું માને છે. સતીને પોતીકાં પરાયાં એવા ભેદ જ નથી હોતા, એટલે સતી બાળકોને અંગત મિલકત ન બનાવતાં એની સોંપણ સમાજને કરતાં જાય છે. ખરું પુછાવો તો સતી સમાજ માટે જ બાળકોને જન્મ આપે છે. એવું ન હોય તો જેને એકલા પતિ પછવાડે જ પ્રાણ કાઢી આપવાનો છે એવી સતી બાળકોને પેદા જ શા માટે કરે ? અહીં સતી નૂતન જગતને એક એવો સંદેશ આપતાં જાય છે કે જેની સૂઝ રશિયા ને ફ્રાંસ, ઈંગ્લાન્ડ ને અમેરિકાને બહુ મોડી પડી આ તો ઠીક છે કે તમે રાજીખુશીથી, વિચારીને, ઘાંસલેટ છાંટીને મોતે મર્યાં પણ જેનાં માબાપો રોગથી ગળી જઈને કમોતે મરતાં હશે એવાં બાળકોનું શું ? આ દુષ્કાળ આવ્યો ને લાખો બાળકો અનાથ બન્યા તેનું શું ?

હે સતી લક્ષ્મી ! તમે સમર્પણનાં ખરેખર નવાં મૂલ્યો આંકયાં છે. સતી પિયર જાય કે ગમે તેટલે દૂર દેશાવર જાય પણ સેંકડો ગાઉ દૂર પડ્યા હોય એવા પતિને જમાડ્યા પહેલાં સતીથી જમાય જ કેવી રીતે ? સતીએ પતિને છોડીને પરગામ જતાં પહેલાં આ પ્રશ્ન વિચારવાનો જ નથી હોતો. કારણ કે

એમાં ભવાટવીમાં ભટકી રહેલા પતિનો ઉગાર નથી. એટલે પતિને પહેલેથી સાથે લઈ જવા કરતાં પાછળ ખેંચી આણવામાં જ સતીત્વનો જગ જુએ એવો પ્રભાવ રહેલો છે ને ? આ તો ઠીક છે કે જેમ ગાંધીજીએ બકરીનું દૂધ પીવાની છૂટ રાખી છે તેમ હે સતી તમે વા ભરખવાની છૂટ રાખી છે, નહિ તો પતિની ગમે તેવી સકારણ ગેરહાજરીમાં પણ જેમ અનાજ લેવું બંધ કરો છો તેમ શ્વાસ લેવાનું યે બંધ કરો તો પછી આ નિર્બળ સમાજને સમર્પણનાં બળ કોણ સીંચે ? ઘડીના પણ શ્વાસ ખાવા ન દેનાર આ ધમાલિયો જમાનો પુરુષોને તો અનેકવિધ પ્રવૃત્તિઓ દ્વારા ભરખી ખાવા જ બેઠો હતો તેમાંથી હે સતી લક્ષ્મી ! તમે તમારા વ્રત-નિયમનના પ્રભાવ વડે એને ઉગારી લીધો છે, જેમ સાવિત્રીએ સત્યવાનને યમરાજાના પાશમાંથી ઉગારી લીધો હતો તેમ.

તમારે પતિની ગેરહાજરીમાં અનાજ લેવાનું નીમ હોય પછી જણ મારોને પુરુષને ખાવાટાણે ઘરભેળું થવું રહ્યું. પછી ભાર છે પુરુષના કે બેવકૂફ જ્યાં ત્યાં ને જે તે ખાવાના હઈડકા કરે ? હે સતી ! તમે તો કૂવામાં બૂડી ગયેલી ચીજને ઉપર ખેંચી આણવાની મીંદડી સ્વરૂપ છો. તમે પુરુષને સર્વ પ્રકારની સલામતી

અક્ષતા ગઢ કિલ્લા સ્વરૂપ છો. તમારા વ્રતનિયમના પ્રભાવ તળે પુરુષને બગડવાની હવે એક પણ બારી રહી નથી. તમે પહેલાં પરગામ જાઓ ને પછી તમારાં વ્રતનિયમ આદરો પછી પૃથ્વીના પડમાંથી ચે પતિ પાછો વળશે. પાછા વળવાની ભૂલેચૂકે ય આનાકાની કરશે તો તમારા તપના પ્રભાવ વડે અંજાઈ ઊઠેલી દુનિયા એનો કાન પકડીને તમારી સન્મુખ હાજર કરશે. પછી ભલે ને ગમે તેવાં નીચ કે ઉચ્ચ કામમાં તે પરોવાયેલો હોય, પછી ભલે ને લાખોના રોટલા રઝળી પડતા હોય પણ હે સતી ! તમારા પતિનો રોટલો ન રઝળવો જોઈએ. એમાં તમારો રોટલો રઝળવાનો તો પ્રશ્ન પણ ઊઠતો નથી, કારણ કે તમે રોટલાના નહિ પણ માત્ર પતિનાં જ ભૂખ્યાં છો. તમારા વ્રતનિયમના તપને કદી કોઈ હડતાળ, લાંઘણ કે ત્રાગું કહીને મોઢું મરડે તો હે સતી ! કૃપા કરી એ ટીકાકારનું મોઢું ઠરડું ન બનાવી દેતાં પામર માની એને માફી આપજો. તમારા આંકેલા આ માર્ગથી સ્ત્રીપુરુષોને એકબીજાને ગોતવાની માથાકૂટ મટી ગઈ. હવે પછી જેમ અગ્નિ ને ધુમાડાને જુદાં પાડી શકાતાં નથી તેમ સ્ત્રીપુરુષને જુદાં પાડી શકાશે જ નહિ અને કૂતરા પાછળ જેમ પૂંછડી વળગતી

આવે છે તેમ સ્ત્રીપુરુષ એકબીજાંને વળગતાં આવશે. આથી વધુ બીજી કઈ સમાનતા સમાજ ચાહે છે?

સંસારના સંતાપથી પુરુષને નિરાંતવો કરવાનો તમે જે ઉપાય યોજી બતાવ્યો એ તો જાણે કે ઠીક, પણ ચૌદ બ્રહ્માંડના ભાર જેવો હિંદનાં હૈયાંને વિધવાનો જે પ્રશ્ન મૂંઝવી રહ્યો છે એને તમે એક ધડાકે ઉકેલી કાઢયો છે. આ જગતનાં બધાં કાર્યો અને કર્તવ્યો તો પુરુષોએ જ કરવાનાં હોય છે એટલે પતિ મૂઆ પછી સ્ત્રીને જગત સાથે શો સંબંધ? એટલે 'મરે પતિ, તો છાંટવું ઘાંસલેટ ને ભટ થાવું સતી.' વાંસે વધે તો વિધવા થાય ને! હે સતી લક્ષ્મી! સતીત્વના મહાન આદર્શ મુજબના તમારા ભવ્ય પ્રાણાર્પણથી તમે કરોડો ત્યાગમૂર્તિઓનો ઉકેલ આણી દીધો છે. તમે સ્ત્રીઓની જેમ પુરુષો અને બાળકો માટે પણ પ્રેરણાદાયી બન્યાં છો ધન્ય છે તમારા ભવ્ય પ્રાણાર્પણને પણ આ બધાને અંતે પ્રભુનો સાક્ષાત્કાર પામેલા પેલા ભગતની જેમ મનેય મૂંઝવણ થઈ પડી છે કે—

"ગુરુ ગોવિંદ દોનું ખડે, કીસકું લાગું પાય?
બલિહારી ગુરુદેવકી, જીને ગોવિંદ દિયો બતાય."

એમ તમારા અંગત પ્રેમની લગનને જેણે સનાતન અને શાશ્વત કહી બતાવ્યો, પતિ પાછળ ઘાંસલેટ છાંટીને સળગી મરવાના તમારા માર્ગને જેણે ભવ્ય પ્રાણાર્પણનું બિરુદ આપ્યું, સંસારની અનેકવિધ પ્રવૃત્તિઓમાં ખૂંચેલા પતિદેવને સેંકડો ગાઉથી ખેંચી આણતા તમારા નીમને જેણે પરચા સ્વરૂપ વર્ણવ્યું અને જગતના વિચાર કોલાહલ કે ધર્મો સામે આંખ કાન બંધ કરીને બીજા બધા જ કાળ ધર્મો સામે ક્રાંતિ પોકારી 'ત્રિવિધ તાપે રે અંતર કદી ડોલે નહિ' એવી તમારી સેવાનિમગ્નતાને જેણે મહાન સતીત્વ તરીકે દુનિયા સમક્ષ રજૂ કર્યું એવા અમારા જગદ્‌ગુરુની જ બલિહારી ગાઉં તો માડી મને ખમૈયા કરજો.



૧૨

# કર્તવ્યકર્મનાં સિદ્ધાંતો

તમારે માનવું હોય તો માનજો પણ જે દિવસે અણુબોમ્બનો ઈશારો સરખો નહોતો થયો ત્યારે અમથી ડોશીને તો એની પ્રતિતી થઇ જ ગઈ હતી કે અણુથી માંડીને બ્રહ્માંડ સુધીની પ્રત્યેક ક્રિયા પ્રક્રિયા કોઈ નિયામકના નિયમને આધીન છે. વળી આ નિયામકે દરેકને ચોક્કસ કર્તવ્યોનાં નિયમન હેઠળ આણી મૂકેલ છે, દા. ત. ઘોડાને અને બળદિયાને છેલ્લા દમ સુધી ભાર ખેંચ્યે રાખવાનું છે તો ગાય ભેંસ અને એનાં જેવાં બીજાં પ્રાણીઓને પોતાના દૂધનું છેલ્લું ટીપું નિચોવી આપવાનું, કૂતરાંને ભસવાનું, કરડવાનું અને વફાદાર રહેવાનું સોંપાયું છે તો ઊંટને

ગાંગરતાં ગાંગરતાં ય પોતાના માલિક માટે પાણી-ત્યાગ કરવાનું એટલે કે પ્રાણત્યાગ કરવાનું.

વળી આ બધું પ્રભુપ્રેરિત છે એવી પ્રતીતિ એટલા માટે થાય છે કે ઘોડા માણસને પીઠ ઉપર બેસાડીને ફેરવે છે પણ ઘોડાને પોતાની પીઠ ઉપર બેસાડીને માણસને ફરતો દીઠો નથી. ગાય ભેંસ માણસ માટે દોવાય છે પણ બધાં પ્રાણીઓ માટે માણસને દોવાતો નથી દીઠો. કૂતરાં માણસને વફાદાર રહે છે પણ માણસ કૂતરાંને વફાદાર રહે જ છે એવું નથી દીઠું. એ જ રીતે ઊંટ માણસ માટે મરે છે પણ માણસને ઊંટને માટે મરતો નથી સાંભળ્યો.

આ જ ન્યાયે આ નિયામકે જેમ પ્રાણીઓ માટે ઉપર મુજબ કર્તવ્યો નક્કી કર્યાં છે તેમ માનવીનાં જુદાં જુદાં જૂથો માટે પણ કર્તવ્યની જુદી જુદી ચોક્કસ મર્યાદાઓ આંકી દીધી છે. દા. ત. કેટલાક માણસોને પરોપકાર કરવાનું જ કર્તવ્ય સોંપાયું છે તો કેટલાકને પરોપકાર લેવાનું. યાદ રાખજો કે આ બન્ને કર્તવ્યો જુદાં જુદાં છે અને કોઈ એક વ્યક્તિને બન્ને કર્તવ્યો એક સાથે ન બજાવવાં પડે એની પેલા નિયામકે ખાસ કાળજી રાખી લાગે છે.

દા. ત. કોઈ પણ પ્રાણી માણસ પાસે બદલાની આશા રાખતું નથી, એનો અર્થ એમ નથી કે માણસમાં ત્યાગ, વફાદારી, સહિષ્ણુતા કે એવા એવા ગુણો નથી ! પ્રાણીઓની પેઠે માણસમાં પણ આ બધા ગુણો રહેલા છે પણ કર્તવ્યો જુદાં જુદાં નિરમાયાં છે. દા. ત. કોઈ પણ પ્રાણી પાસે સવારી કરાવવી એ એક કર્તવ્ય થયું તેમ સવારી કરવી એ પણ એક કર્તવ્ય જ થયું.

'કર્મણ્યેવાધિકારસ્તે. મા ફલેષુ કદાચન' એટલે કે તું તારું કર્મ કર્યે જા પણ ફળની આશા રાખ મા. કારણ કે તારા માટે કર્મ એ જ ફળ છે, ફળ કોઈ જુદી વસ્તુ નથી. એટલા માટે જ સાધુસંતો મેવાને બદલે સેવા માગે છે ને ! કારણ કે સેવા એ જ મેવા હોય પછી સેવા જ શા માટે ન સ્વીકારવી ?

પણ દરેક કર્મને પ્રત્યાઘાત તો હોય જ છે. કારણ કે સેવા લેનારું કોઈક હોય ત્યારે સંતો જેવા લોકો સેવા કરી શકે ને ? એટલે એમને સેવા કરવાની તક આપવા સેવા લેનારો એક જુદો વર્ગ ઊભો થયો. કર્મ કરે એટલે ફળ તો આવે જ પણ કર્મ કરવાવાળાની કર્મ કરવાની કાયમી સગવડ માટે એનાં કર્મનાં ફળ લેનારો બીજો વર્ગ ઊભો કરાયો. આમ સેવા કરવી એ જેમ

એક કર્તવ્ય થયું તેમ સેવા લેવી એ પણ એક કર્તવ્ય જ થયું. આ કર્તવ્ય કોઈ કાળે વિસરાઈ ન જવાય એટલા ખાતર જ સાધુ સંતો અને સેવા કરનારાઓ માટે ગીતાજીએ એ સૂત્ર બોધ્યું કે 'તું તારું કર્મ કર્યે જા, પણ ફળની આશા રાખ મા.' અને જો તું ફળની આશા રાખતો હો તો તું સેવાની આશા ન રાખ.

'પરોપકારાય સતાં વિભૂતયઃ'નો પણ આ જ અર્થ છે. સત્યાચરણવાળી વિભૂતિઓ હંમેશાં પરોપકાર જ કરે છે. એ પરોપકાર કરશે ખરી પણ પરોપકાર લેશે નહિ. પરનો ઉપકાર લ્યે એટલે પોતાનો ઉપકાર ચાલ્યો જાય પછી વિભૂતિ કેવી રીતે કહેવાય ? કારણ કે પરોપકારનું પુણ્ય તો ચાલ્યું જાય. ઉપકાર કરીને ઉપકાર લેવો એ તો Give and takeનો લેવડ દેવડનો વહેવાર થયો. એમાં ઉપકાર જેવું રહ્યું ક્યાં ? એથી કરીને ઉપકાર કરનાર વ્યક્તિ જેમ ઉપકાર લેતી નથી તેમ ઉપકાર લેનાર વ્યક્તિ પણ ઉપકાર પાછા વાળી શકતી નથી. ઉપકાર વાળવા જાય તો ઉપકાર કરનાર વ્યક્તિ એ લેતી જ નથી એટલે નિયમ તો હતો જ એમાં વળી વહેવાર બંધાયો કે એક ઉપકાર કર્યે જાય અને બીજું ઉપકાર લીધે જાય ખરું. જોતાં તો ઉપકાર

લેનાર વ્યક્તિ પણ ઉપકાર કરનાર ઉપર એક પ્રકારનો ઉપકાર જ કરે છે. કારણ કે પોતે ઉપકાર ન લ્યે તો પેલી વ્યકિત ઉપકાર કરે કેવી રીતે ? એટલે એક કર્મ કરે અને બીજું એનાં ફળ ભોગવે એ બન્ને જુદાં જુદાં છતાં સમાન કક્ષાનાં બે કર્તવ્યો થયાં. 'જમવામાં જગલો અને કૂટવામાં ભગલો.' અને 'લ્યે લાલો અને ભરે હરદો.' એ બન્ને કહેવતોને ઉપરના નિયમાનુસાર જોવામાં આવે તો 'જગલા' અને 'લાલા' પ્રત્યેની તમામ સૂગ દૂર થઈ જશે ને દેખાશે કે 'ભગલા' અને 'હરદા(સ)' જેટલાં જ એમનાં કર્તવ્યો અનુકરણીય, ગૌરવભર્યાં અને સન્માનિત છે.

દા. ત ફૂલ પોતાની સુવાસનો બદલો કદી નથી માગતું તેમ એ સુવાસનો આસ્વાદ લેનાર માણસને પણ એનો ખ્યાલ વટિક નથી આવતો કે એનો કંઈ બદલો હોઈ શકે. કારણ કે જેમ ફૂલનો ધર્મ સુવાસ આપવાનો તેમ માણસનો ધર્મ આસ્વાદ લેવાનો છે. ફૂલથી યે ચંદન તો વળી ઘણું આગળ વધ્યું. એને તો જેમ વધુ ઘસો તેમ વધુ સુવાસ આપે. વધુ ન ઘસો તો ચંદન પોતાનો ગુણ બહાર પણ કેવી રીતે આણી શકે ? એટલે એને ઘસી ઘસીને એની વધુને વધુ સુગંધ બહાર લાવવી એ પણ એક પરોપકારી કર્તવ્ય જ થયું. એમાં પણ પેલા

'લાલિયા'ને બિચારાને વગર મફતનો ઉતારી પાડવામાં આવ્યો છે કે 'મફત કા ચંદન, ઘસ બે લાલિયા!' લાલિયો ચંદન ન ઘસે તો ચંદનની સુગંધ બહાર આવે કેવી રીતે? અને ચંદન ઘસવામાં તો કેમ જાણે કંઈ મહેનત જ ન પડતી હોય? આમ લાલિયાના પરોપકારને તો સાવ અવગણવામાં જ આવ્યો છે. ચંદનનો તો ઘસાઈને જ સુગંધ આપવાનો ગુણ છે પણ એમાં બિચારા લાલિયાને વિના કારણ વગોવાવું પડ્યું.

એવી એક માન્યતા છે કે જનાબ ઝીણાએ ગાંધીજીને વારંવાર Expteoit કર્યા, કહો ને લાભ ઉઠાવ્યા કર્યો અને ગાંધીજીએ લાભ ઉઠાવવા દીધો, અને એના પરિણામ રૂપ આજે લીગ મજબૂત બનીને પાકીસ્તાનની માગણી જોર કરી ઊઠી છે. એ માન્યતાવાળા ગાંધીજીને અને ઝીણાને બન્નેને વગોવ્યા કરે છે કારણ કે આ લોકો ઉપરનો સિદ્ધાંત સમજતા જ નથી. હવે જો ગાંધીજીને કુંદન સ્વરૂપ કલ્પો ને ઝીણાને ભઠ્ઠી સ્વરૂપ ગણો તો ઝીણાની ભઠ્ઠીમાંથી ગાંધી રૂપી કુંદન હમેશાં તવાઈ તવાઈને વધુ ને વધુ શુદ્ધ થઈને બહાર આવ્યું છે. પણ એના કરતાં ય ગાંધીજીને ચંદન કલ્પો અને જ. ઝીણાને લાલજીભાઈ ઘડીક માની લ્યો તો ગાંધી રૂપી ચંદન આ લાલજીભાઈને ત્યાં સામે આવીને પડતું

હોય અને લાલજીભાઈ એ ચંદનને વારંવાર ઘસતા હોય તો બિચારા લાલજીભાઈને અભિનંદન આપવાં જોઈએ, કે એમણે વારંવાર પુરુષાર્થપૂર્વક ચંદનને ઘસી ઘસીને એનો ગુણ બહાર આણ્યો. એમાં ગાંધીજીનો પણ શો દોષ ? ચંદનને તો જેમ ઘસો તેમ વધુ સુગંધ આપ્યા કરે એ થઈ એની પ્રકૃત્તિ, ત્યારે પ્રકૃત્તિથી વિરુદ્ધ ગાંધીજી પણ કેમ જઈ શકે ? ખરી રીતે તો ચંદને અને લાલિયાએ પોતપોતાનાં કર્તવ્યને વફાદાર રહીને પ્રજા સમક્ષ ઉત્તમ દૃષ્ટાંત પૂરું પાડયું છે. હવે પછી આવાં મફતનાં ચંદન ઘસનારા લાલિયા-ઓને વગોવવા કરતાં ચંદને કે ચંદન સ્વરૂપ માનવીઓએ લાલિયાઓનાં જાહેર સન્માન કરવાં જોઈએ કે:

'હે શ્રીયુત્ લાલજીભાઈ ! આપના ઉત્તમ સમયનો ભોગ આપીને, અનહદ મહેનત લઈને આપે મને ઘસી ઘસીને મારી સુવાસ બહાર આણવામાં જે ભગીરથ પુરુષાર્થ ખેડયો છે, એ માટે મારાં આપને હજારો અભિનંદનો છે. પણ મને ઘસી ઘસીને આપના સુકુમાર હસ્તકમળ તો દુ:ખવા નથી આવ્યા ને ? હું ઘસાયું એનું મને દુ:ખ ન હોય પણ આપના કમળદાંડીશા કરકમળ કળ્યા હશે તો મારું કલેજું કતરાઈ જશે.'

આના જવાબમાં લાલજીભાઈને મુખે શરમના શેરડા

પડી જશે, આંખો નીચી ઢળી જશે અને કોમળ કંઠે લાલજીભાઈ જૂઈના ફૂલ જેવું મરક મરક હસીને કહેશે કે 'નાહક મારી પ્રશંસા કરી મને શરમાવો ના. મેં તો મારું નમ્ર કર્તવ્ય જ બજાવ્યું છે.'

અહીં મારે એટલું કહી દેવું જોઈએ કે રામાયણમાં જેમ લક્ષ્મણનાં પત્ની ઊર્મિલાની અવગણના થઈ છે તેમ 'મફતકા ચંદન ઘસ બે લાલિયા !'માં ઓરસિયાની ભારે અવગણના થઈ છે. ચંદનની અને ભલે ને અપમાનભરી રીતે પણ લાલિયાની ગણના તો થઈ જ છે પણ ઓરસિયો ન હોત તો લાલિયો ચંદન ઘસત શેના ઉપર ?

એટલે આ અર્થમાં કોઈ શોષિત નથી કોઈ શોષક નથી, કોઈ ભોજ્ય કથી કોઈ ભોક્તા નથી. પણ સૌ કોઈ પોતપોતાનું કર્તવ્ય જ બજાવ્યે જાય છે. એટલે કોઈકના કર્મે કરીને પાકેલું ફળ કોઈક લઈ જાય એ પણ એક કર્તવ્ય જ. જ્યાં હોય ત્યાં એ ફળ તોડી લીધું, ઝૂંટવી લીધું, પડાવી લીધું, પચાવી પાડ્યું, લાભ લઈ લીધો વગેરે શબ્દપ્રયોગો અણસમજમાંથી અને ઉપરના સિદ્ધાંતના અધૂરા જ્ઞાનમાંથી પેદા થયા છે.

આ બીજા વિશ્વયુદ્ધમાં લખોમખ ગરીબો ને કરોડો સિપાહીઓની ખુવારી થઈ એટલે કે એમણે બાતમ

થવાનું પોતાનું કર્તવ્ય પૂરું કર્યું. હવે એ બધાના કર્મે કરીને પાકેલાં ફળો ભોગવવાનું કપરું કર્તવ્ય બિચારા જીવ બીજાઓને નસીબે ચોટયું છે ! જીવે એને જોગવવાનું છે ને ? પેલા મરી પરવાર્યા એમને હવે છે કંઈ સુખ દુઃખ ! કહે છે ને કે કાળા બજારીઆઓ લોકોનાં લોહી પી ગયા ! હવે એમાં તો જેને ભાગે ઘસાવાનું આવ્યું એ ઘસાયા. અરે માનો ને કઈક મરી ગયા, પણ દોલત સંઘરનારાને પણ કયાં ઓછાં દુઃખ છે ? આ સરકારે પેલી પાંચસો, હજાર હજાર ને દસ દસ હજારની નોટુંનો જ્યારે વટહુકમ બહાર પાડેલો ત્યારે કઈકને ઝાડાપેશાબ થઈ ગયેલા. કંઈકે ઊંઘ ગુમાવી, કંઈકનું ફટકી ગયું, કંઈકના ભૂખતરસ મરી ગયાં ને દસ દસ લાખ ને કરોડ કરોડના આસામીઓનાં હૈયાં પાકલ ચીભડાંની જેમ ફાટી પડેલાં. એટલે જો ગરીબી માણસને હણનારી હોય તો તવંગરી વળી કયાં જીવતદાન દેનારી છે ? લોકોએ ટીકા કરી કે આ તો 'ખોદે ઉંદર ને ભોગવે ભોરીંગ.' એના જેવું થયું. પણ આ ટીકા પણ 'લ્યે લાલો ને ભરે હરદો.' એના જેવી ગેરસમજમાંથી પેદા થયેલી એકપક્ષી અને અપમાનજનક છે.

સમાજમાં આવી ઘણી ઘણી ગેરસમજો ચાલ્યા

કરે છે. દા. ત. ભૂખના દુઃખે મરી જનારા પ્રત્યે સૌ સહાનુભૂતિ બતાવે છે પણ પેલા બિચારા વધુ પડતું ખાઈને મરી જનારા પ્રત્યે કોઈ સહાનુભૂતિ નથી બતાવતું. આ ચોકખો અન્યાય છે. લોકો વ્રત અપરિગ્રહ-નાં લ્યે છે અને જીવનમાં અપરિગ્રહ બાંધે પણ છે. પણ જ્યારે કેટલાક લોકો બીજા લોકોને જીવનમાં સાચે સાચ બળના, બુદ્ધિના, પૈસાના કે અનાજના અપરિગ્રહી બનાવે છે ત્યારે સમાજ છંછેડાઈ ઊઠીને વિચારની સમતુલા ગુમાવી બેસે છે ને પરિગ્રહ કરનારને ગાળો ભાંડે છે, જ્યારે પેલા અપરિગ્રહીઓ પ્રત્યે દિલસોજી બતાવે છે.

શા માટે ભાઈ! અપરિગ્રહી થયો એ તો દુઃખ માત્રમાંથી ઊગરી ગયો. પણ જેણે કંઈકને અપરિગ્રહી બનાવીને પોતે પરિગ્રહ કર્યો એણે દુઃખ માત્ર પોતાના માથે વહોરી લીધાં છે. કોઈ પણ પ્રકારનો પરિગ્રહ એ તો ઝેર જ છે ને? એટલે સમુદ્રમંથનમાંથી ભોળિયા શંભુએ જેમ ઝેર પીને દેવો તથા દાનવોને બચાવી લીધા તેમ આ પરિગ્રહ કરનારાઓનું તો સમાજે નીલકંઠ મહાદેવ જેવું સન્માન કરવું જોઈએ. કારણ કે અપરિગ્રહી બનનારા જો ફકીર કહેવાય તો પરિગ્રહ કરનારને અવધૂત કહેવા જોઈએ. આમ

બન્નેની કોટિ અને કર્તવ્યો એક સરખાં છે. પણ કર્મના નિયમો ન સમજે એને શું કહેવું ?

એટલે આ જગત વિષે કોણ ભૂખે મર્યું ને કોણ વધુ ખાવાના દુઃખે મર્યું, કોણ ગરીબીથી ગુજર્યું ને કોણ પૈસાદાર બનીને પાયમાલ થયું, બીજા વિશ્વયુદ્ધમાં કોણ મર્યું ને કોણ ફળ ભોગવવા જીવતું રહ્યું એ વસ્તુ મુખ્ય નથી પણ કર્મના ન્યાયનો સિદ્ધાંત એ મુખ્ય છે. આ સિદ્ધાંતની ખાતર જ જર્મની અને જાપાન ખતમ થયાં ને ઈંગ્લાન્ડ, અમેરિકા તથા રશિયા જીવતાં રહ્યાં. સિદ્ધાંતને ન જિવાડી શકાતો હોત તો આ ઈંગ્લાંડ, અમેરિકા કે રશિયાને કંઈ જીવવાનો મોહ ન હતો. પરસ્પર વિરોધી લાગતી ખતમ થવાની અને ખતમ કરવાની બન્ને ક્રિયાઓ આ એક જ સિદ્ધાંતને આભારી છે.

દા. ત. ઈન્ડોચાઈના અને ઈન્ડોનેશિયાની આઝાદી સામે બ્રિટનને કશો વાંધો નથી પણ ન્યાયનો સિદ્ધાંત ન મરી જાય એ ખાતર જ બ્રિટન એ બન્ને દેશોની આઝાદીવાંચ્છુ પ્રજાસેના સામે લડી રહ્યું હતું. લોકો ભલે કહે કે એશિયામાંથી એકાદ ગોરી સત્તાનો ટાંગો ઊખડી જાય તો દાખલો ખોટો બેસે ને છેવટ બધી જ

ગોરી પ્રજાઓ એશિયામાંથી પોતાનું પ્રભુત્વ પરવારી બેસે એ માટે બ્રિટન ફ્રેન્ચ અને ડચ સામ્રાજ્યને મદદ કરી રહ્યું હતું.

કોઈક દિવસ આ જાવા સુમાત્રા અને હિંદી ચીન કર્મ બાંધી બેઠાં હશે અને એનાં ફલ સ્વરૂપ ડચ લોકોને ત્યાં રાજ કરવું પડ્યું હશે. હવે કરમ બાંધવું અને ફળ ભોગવવું એ બન્ને જ્યાં પ્રભુપ્રેરિત કર્તવ્યો હોય ત્યાં એકાદ કર્તવ્યને જોખમાતું બ્રિટન જેવું કર્તવ્યનિષ્ટ રાષ્ટ્ર કેમ જોઈ રહી શકે ? કારણ કે કર્મના ન્યાયને જાળવવાની જવાબદારી લેવી એ પણ પ્રભુપ્રેરિત કર્તવ્ય જ થયું; આ ન્યાયે રશિયા ઈરાન-તુર્કસ્તાનમાં આગળ વધ્યું ને અમેરિકા ચીન-જાપાનને ચીટકી રહ્યું છે. બ્રિટિશ પાર્લામેન્ટનું પ્રતિનિધિ મંડળ હિંદમાં આવેલું તે પણ આ જ ન્યાયે.

ઘણા લોકોને લાગેલું કે જ્યાં હિંદને આઝાદી આપી દેવાની હોય ત્યાં આવાં શુભેચ્છક મંડળોનાં પારસલ કરવાની શી જરૂર હતી ? કર્મના ન્યાયનો સિદ્ધાંત ન સમજનારાને આમાં દેશની મશ્કરી લાગી.

આમાં હિંદને આઝાદી આપવા સામે અંગ્રેજોને વાંધો જ ક્યાં હતો ? વાંધો તો છે આઝાદી આપતાં

હિંદમાં રહેલા અનેક ધર્મો, પક્ષો, કોમો, પશુ, પ્રાણી, જીવ, જંત, કીડી, મંકોડી, ચાંચડ, માંકડ વગેરે કોઈને કશો અન્યાય થઈ જાય એની સામે. તો લોકો કહે છે આ બધા વાડા ફિરકા અંગ્રેજોએ ઊભા કરેલા છે એટલે એ બધા હિંદ ખાલી કરી જાય તો બધું આપમેળે થાળે પડી જાય.

એક હાથે જેમ તાળી પડતી નથી તેમ એકલા અંગ્રેજો કશું કરી જ ન શકે અને અંગ્રેજો જે કંઈ કરે તે બધું પ્રભુપ્રેરિત કર્તવ્યકર્મ જ હોય એવા નિયમના વિસ્મરણમાંથી ઉપર મુજબની ટીકાઓ પેદા થાય છે.

આંબાની એક ગોટલી વાવીને એને ખાતરપાણી કર્યા કરો તો એ એક આંબામાંથી સહસ્ર આંબા પેદા થાય એવો સાવ સાદો નિયમ લોકોને સમજાતો નથી. આ દેશમાં અંગ્રેજો અને એવી બીજી કહેવાતી આક્રમક પ્રજાઓ નહોતી આવી ત્યારે હિંદના આંબે પણ બળ, બુદ્ધિ, સમૃદ્ધિનો ભારે સંચય થઈ રહ્યો હતો. હવે એક ઠેકાણે બધું એકઠું થઈ જાય એટલે બીજે બધે ઠેકાણે વાંસે વાસીદું રહે એ થયો કેન્દ્રીકરણનો નિયમ. એક ઠેકાણે એકઠું થઈ જાય એ તો પ્રભુને પણ નથી ગમતુ એટલા માટે એ વરસાદના

ધોધ વહાવવાને બદલે ઝીણી ઝીણી ધારાઓ વર્ષાવે છે. પણ પ્રભુથી પણ ડાહ્યાં લોકો એ ધારાઓ અને વરસાદના છાંટાઓને ખાબોચિયાં, તલાવડાં ને સરોવર રૂપે એકઠા કરી લ્યે છે. આ કેન્દ્રીકરણના નિયમનું દુઃખ તો આપણે વર્ણવ્યું કે એક ઠેકાણે એકઠું થાય ત્યારે બીજા બધે ફાકા બોલે. આટલા માટે જ ગાંધીજીએ કેન્દ્રીકરણ સામે વિકેન્દ્રીકરણનો સિદ્ધાંત જોરશોરથી પ્રજા પાસે મૂક્યો છે. એ કહે છે કે માણસ પાસે તો ઠીક, પણ યંત્રો પાસે પણ જો વધુ કામ કરવાની શક્તિ કેન્દ્રિત થઈ જાય તો રેંટિયા જેવાં ઓછી શક્તિનાં બીજાં અનેક ઓજારો રખડી પડે.

માનવસંખ્યા, સમૃદ્ધિ કે શક્તિનું જેમ કેન્દ્રીકરણ થઈ જાય છે તેમ ઘણી વાર વિચારો અને બુદ્ધિનું પણ કેન્દ્રીકરણ થઈ જાય છે. એટલે જે દેશમાં થોડા માણસો કે એકાદ વર્ગ વધુ પડતો વિચારક અને અતિ બુદ્ધિશાળી થઈ જાય છે ત્યાંની પ્રજા તદ્દન મૂર્ખ હોય છે તે પણ આ કેન્દ્રીકરણના નિયમને કારણે જ.

આ કેન્દ્રીકરણના નિયમ મુજબ ભારત દેશમાં ઘણું બધું એકઠું થઈ ગયેલું.

કર્તવ્યકર્મનો મુખ્ય નિયમ આપણે જોઈ ગયા કે

કર્મ કોઈક કરે અને એનાં ફળ કોઈક ચાખે છે. આ નિયમ મુજબ કેન્દ્રીકરણનું જે કર્તવ્યકર્મ આપણે બજાવ્યું એનાં ફળ ભોગવવાનું કઠીન કર્તવ્ય બિચારી અંગ્રેજ પ્રજાને નસીબે આવ્યું. એને કારણે આંબાનો ફાલ ફાટી પડે તેમ અંગ્રેજોના કર્તવ્યકર્મ વડે કરીને આ દેશના આંબે અસંખ્ય નાની મોટી કોમો, વાડા, સંપ્રદાય, વર્ગો, પક્ષો, અને મતમતાંતરોનો ફાલ ફાટી પડ્યો. એમાં બિચારા અંગ્રેજોનો શો દોષ?

કેન્દ્રીકરણ થઈ જાય એના પ્રત્યાઘાત રૂપે વિકેન્દ્રીકરણ થાય જ. અંગ્રેજો તો પોતાના કર્તવ્યકર્મ વડે કરીને નિમિત્ત રૂપ બન્યા એટલું જ. વળી પાછો નિયમ એ આવ્યો કે કર્મ કરે કોઈક ને ફળ ભોગવે કોઈક એટલે કેન્દ્રીકરણનું કર્મ હિંદે કર્યું. એનું ફળ ભોગવવાનું કર્મ અંગ્રેજોએ કર્યું. હવે અંગ્રેજોએ એ ફળ ભોગવવાનું જે કર્તવ્યકર્મ કર્યું તેનાં જે ફળ આવ્યાં તે ભોગવવાનું કર્તવ્ય આપણા માથે આવ્યું છે. પ્રેમનો યે સિદ્ધાંત છે ને કે તે એકપક્ષી ન હોવો જોઈએ. આ અંગ્રેજો પણ હિંદના ભારે પ્રેમી રહ્યા એટલે આપણા કર્મનાં ફળ એ ભોગવે એવા એકલપેટા નહિ તો. એટલે પોતાનાં કર્મનાં ફળ એણે આપણને આપ્યાં. ન્યાયપ્રેમી પ્રજા કદી કોઈ પ્રકારની સમતુલા ગુમાવતી નથી, તેમ

પક્ષપાત પણ કદી કરતી નથી. એ તો પોતાના કર્તવ્યકર્મના માર્ગે એકધારી વહ્યે જાય છે.

કર્તવ્યકર્મનો આ સિદ્ધાંત પેલા અદ્દ્ભુત અહિંસક જેવો છે કે માણસના પાઠામાં જીવાત પડી હોય તો માણસ જીવતો ભલે રહે, પણ જીવાત તો ન જ મરવી જોઈએ. એમ અંગ્રેજો પણ એ જ ન્યાયે આગળ વધી રહ્યા છે કે હિંદને આઝાદી આપવી છે સો ટકા પણ ન્યાયના ભોગે તો હરગીજ નહિ. એટલે ઈંગ્લાન્ડથી આવેલું શુભેચ્છક મંડળ હિંદની આઝાદીને બટકાં ભરવા નહોતું આવ્યું પણ આઝાદી આપી દેતાં કોઈ ન્યાયના સિદ્ધાંતને તો બટકાં નથી ભરી જતું ને, એ જોવા આવેલું.

બાકી તો શું અંગ્રેજ કે શું આર્ય, સૌ કોઈ પોતાના કર્તવ્યકર્મ પ્રમાણે જ વર્ત્યે જાય છે. જેમ ઘોડો પોતાની પીઠ ઉપર બેસાડીને માણસનો ભાર વેંઢાર્યે જાય છે અને માણસ પોતાની પીઠ પર બેસાડીને ઘોડાનો ભાર શા માટે નથી વેંઢારતો એ પ્રશ્ન જ ઉપસ્થિત થતો તેમ હિંદુઓએ આમ કર્યું ને મુસલમાનોએ તેમ કર્યું, હિંદીઓએ આમ કર્યું ને અંગ્રેજોએ તેમ કર્યું, અમુક લોકોએ આમ કર્યું ને તમુક લોકોએ તેમ કર્યું એવા પ્રશ્નો જ

ઊભા ન કરવા જોઈએ. કારણ કે સૌ પોતપોતાના નિયત કર્તવ્યકર્મ પ્રમાણે વર્તે જાય છે. અણુથી માંડીને બ્રહ્માંડ સુધી આ નિયમ વણથંભ્યો એકધારો કામ કર્યે જાય છે.

દા. ત. જાપાનની શહેનશાહત જેટલી પ્રભુપ્રેરિત હતી એટલો જ પ્રભુપ્રેરિત હતો અમેરિકાનો એટમ બોમ્બ. પછી જાપાનનાં હીરોશીમા અને નાગાસાકી જેવાં લાખોની વસતીવાળાં શહેરોનો વિનાશ આ અણુબોમ્બથી કર્યો એ અમાનુષિતાની પરાકાષ્ઠા જ હતી કારણ કે એમાં નિર્દોષ એવાં લાખો લોકો ભૂંજાઈ ગયાં એવું કહેનારા અણુ અને બ્રહ્મ વચ્ચેનો નિયમ જ નથી સમજતા.

હિંદુઓએ અસ્પૃશ્યતાનું કર્મ બાંધ્યું એના ફળ સ્વરૂપ એટલે કે એના પરિણામે બધી કોમોને સહન કરવું પડે એવો ધરતીકંપ બિહારમાં થતો હોય તો પછી જાપાનમાં કે બીજે ગમે ત્યાં કોઈ કર્મ બાંધે એના પરિણામે હીરોશીમા અને નાગાસાકીનાં લાખો નિર્દોષો શા માટે ન ભૂંજાય ? આ જગત અણુ પરમાણુનું જ બનેલું હોય ત્યાં એની અસર સર્વવ્યાપી હોવી જોઈએ ને ? પછી એમ કહેવું કે જ્વાળામુખી ત્યાં જ કેમ ફાટ્યો તો એનો જવાબ

એ છે કે ત્યાં ધરતીનું પડ જ પાતળું હશે. એવી જ રીતે બીજે ક્યાંય નહિ અને અણુબોમ્બ હીરોશીમા અને નાગાસાકી ઉપર જ કેમ પડ્યો તો એનો એ જવાબ છે કે ગુરુત્વાકર્ષણના નિયમ મુજબ અણુને ત્યાંનું આકર્ષણ વધારે હશે.

ખરી રીતે તો વિનાશમાં જ સર્જન રહેલું છે અને મૃત્યુમાં જ જીવન રહેલું છે. એટલે મિત્રરાજ્યોએ આ અણુબોમ્બ દ્વારા લાખો નિર્દોષોને મોત આપ્યું એના કરતાં એમ કહેવું જોઈએ કે પુનર્જીવન આપ્યું. એ પુનર્જીવન આપવા માટે જાપાનીઓએ Day of Deliverence: મુક્તિદિન હજી સુધી નથી ઊજવ્યો એનું કારણ એ હોવું જોઈએ કે જાપાનીઓ અણુ ને બ્રહ્મનો ભેદ સમજતા જ નથી.

આ રીતે કર્મનો, કેન્દ્રીકરણનો, ગુરુત્વાકર્ષણનો અને અણુ બ્રહ્માંડના નિયમો જે કોઈ સમજે છે તેનો વાસ નહિ વાસમાં, નહિ આકાશમાં, નહિ સુખમાં, નહિ દુ:ખમાં, નહિ હર્ષમાં, નહિ શોકમાં, નહિ વિકારમાં, નહિ અવિકારમાં, નહિ જીવનમાં, નહિ મૃત્યુમાં, નહિ મુક્તિમાં, નહિ મોક્ષમાં એવા કોઈક ઠેકાણે થાય છે.



૧૩

## પુરાતા પાયાના ચણતર મહીં પથ્થર થવું

કેવું સરસ ગાયું કવિએ ? 'પુરાતા પાયાના ચણતર મહીં પથ્થર થવું !' નમ્ર છતાં કેવી ઉદાર અને ઉત્કૃષ્ટ ભાવના ? ભવ્ય! ભવ્ય ! ધન્ય છે કવિ તારા ગીતને. કાળના કાળમીંઢ થરો કહેતાં પથ્થરો વીંધીને દ્રષ્ટા કવિએ આપણા પૂર્વજ ઋષિઓનો જીવનસંદેશ આજે યુગો વીત્યા કેડે કાવ્ય રૂપે રેલાવ્યો કે 'પુરાતા પાયાના ચણતર મહીં પથ્થર થવું.' ધન્ય છે કવિ તારા ક્રાન્તદર્શનને !

પાયાના ચણતર મહીં પુરાવા માટે પહેલાં તો 'પથ્થર થવું' એ જ ઘણું દુષ્કર છે. પહેલાં તો પથ્થર

થયા પછી જ પાયાના ચણતર મહીં પૂરણી થઈ શકાય ને ? એટલે પહેલાં તો 'પથ્થર થવું.'

પથ્થર થવું એ ભાવના પુરાણ પૂર્વજોથી ઊતરતી આવી છે. પંચભૂતની અહલ્યા અસ્પૃશ્યા લેખાઈ. પણ જ્યારે એ સૈકાઓ સુધી શલ્યા રૂપે રહી ત્યારે સતી બનીને તરી ગઈ. કારણ કે અહલ્યા 'પથ્થર બની.' મોક્ષપુરી ગયાના ધર્મતીર્થે આજે પણ એક બ્રાહ્મણી ધર્મશીલા રૂપે રહી પોતાને સ્પર્શ કરનાર બધાનાં પાપતાપ જુગજુગોથી હરી રહી છે. કારણ કે એ બ્રાહ્મણી પથ્થર બની.

આપણી ચરમ ભાવના જ આત્મોન્નતિ કરવાની એટલે કે દેવ બનવાની. દેવ થવાય પણ ખરું અને બનાય પણ ખરું. જીવતાને દેવ બનવું કહે છે ને મરી ગયેલાને દેવ થયા કહે છે. પણ દેવ થવું કે બનવું એટલે 'પથ્થર થવું' એ સત્ય જેટલું હિંદીઓ જાણે છે એટલું ભાગ્યે જ કોઈ જાણતું હશે. એટલે જ આપણા બધા દેવોને આપણે પથ્થરના બનાવતા આવ્યા છીએ. આપણી આબોહવાના કારણે પણ દેશ આધ્યાત્મિક રહેતો હોવાથી મોટા ભાગના દેશવાસીઓ તો દેવની કોટિ વટાવીને પરબારા પત્થર બની જાય છે. બાકી રહેલા જે લોકો પથ્થર બનવા જેટલી સિદ્ધિ

પ્રાપ્ત નથી કરી શકતા એવા લોહીમાંસના લોચા જેવા માણસોના જ આત્મા આઘાતોથી અકળાય છે, દિલ દુઃખોથી જલે છે, લોહી સારું માઠું જોઈને ઊકળે છે, અંગો ધ્રૂજે છે ને મગજ ગુમાવે છે. કારણ કે તેઓ પથ્થર નથી બની શકતા.

આ ભાવનાને અનુરૂપ જીવતા માણસોની કિંમત આપણે મન જનાવર જેટલી પણ ભાગ્યે જ હોય છે. પણ પથ્થર જુઓ તો ગામે ગામ અને પાદરે પાદરમાં પૂજાય છે. જે જે લોકોની આ દેરીઓ, ખાંભી કે પાળિયા હોય છે એ લોકો પૂર્વજીવનમાં અનેક પ્રકારની બેવકૂફીઓ કરવાને કારણે હેરાન પરેશાન થયેલા. અહીં પૂર્વજીવન એટલે કે એ લોકો જીવતા હતા એ જીવન જાણવું. એમાંના કેટલાક દેશ અને પ્રજાસેવાના નામે પોતાની જક ન છોડનારા અને ભૂંડે મોતે મરનારા રાજદ્રોહીઓ હતા, કેટલાક સત્ય અને ઈશ્વરને નામે પોતાનું ડીંગ પકડી રાખવાના કારણે બળી મરનારા કે ફાંસીએ ચડનારા હઠાગ્રહીઓ હતા. કેટલાક વળી ઈન્સાફ અને હકને નામે વાદાકોદ કરીને રાનરાન ભટકી મરનારા હતા, તો કેટલાક પ્રેમને નામે ઘેલાઈમાં જ રિબાઈ રિબાઈને કમોતે મરનારા હતા.

પણ આ બધા જે ઘડીએ દેવ થઈને પથ્થર થયા કે પછી જેને સજા કરી હતી એની લોકો પૂજા કરવા લાગ્યા, પ્રાણ લીધેલા એને પુષ્પો ચડાવવા માંડયા, ધક્કા માર્યા હતા એને ધૂપ કરવા લાગ્યા, દુઃખી કરેલા એને દિવેલ કર્યાં, નામ વગોવેલાં એને નૈવેદ્ય ઝાર્યાં. શું કામ ? કારણ કે એ બધા પથ્થર થયા.

હિંદુઓ આટલા માટે જ આડે ને વાડે પથ્થરને પૂજે છે. બૂતપરસ્તીના પ્રખર વિરોધી મક્કામાં પણ આટલા માટે જ કાબાનો પથ્થર પૂજાય છે. અરે વ્યક્તિ-પૂજા, ધર્મ અને ઈશ્વરમાં ન માનનાર સોવિયેટ રશિયામાં આટલા માટે જ લેનીનનું બાવલું પૂજાય છે. હવે તો રશિયાનો દેવ બન્યા પછી સ્ટેલિન પણ પૂજાય છે. કારણ કે લેનીન મૂઆ બાદ અને સ્ટેલીન જીવતાં જીવત પત્થર બન્યા.

લેખકો અને વિવેચકો, કવિઓ અને કલાકારો, સાક્ષરો અને સુધારકો પ્રેરણા શેમાંથી મેળવે છે ? પથ્થર બનેલાઓમાંથી. ઉપરોક્ત મહાજનોમાંથી ઘણા પોતાનાં પુત્રપુત્રીઓને પ્રેમ નથી કરવા દેતા અને પ્રેમમાં પડ્યાં હોય તો પાછા ખેંચી લેવા જે ગડમથલ કરે છે એના મૂળમાં પણ આ પથ્થર બનાવ-

વાની ભાવના જ પડી છે. પછી એ મહાજનો પોતાનાં બાળકોને પ્રેમમાં ન પડવા દેવાનાં બહાનાં ગમે તે કાઢે.

એ બધા સીધેસીધો પ્રેમ કરવાની હા પાડી દે તો તો પછી ચમનમાં ગુલ ન રહે, ગુલમાં બૂ ન રહે, તુંમાં હું ન રહે, હુંમાં તું ન રહે. પોતાના પ્રેમ આડે અંતરાયો ન આવે, મુશ્કેલીઓ ન આવે, અનેક પ્રકારનાં દબાણ ન આવે, ઝંઝાવાતો ન આવે તો આ પ્રેમીઓ વિરહની વેદના અને વિયોગનાં દુઃખ, મનની મીઠી મૂંઝવણો અને દિલજલનની સુણાદ પળો, પ્રાણની પછડાટો અને આત્માનાં આક્રંદો, અનંત આશાઓ અને ઘોર નિરાશાઓ, દુર્દમ્ય સાહસો અને અદમ્ય ઉત્સાહ, પાંપણના પલકાવ અને કલેજાના ઘાવની લાગણી, મસ્તી, હૂંફ, તાકાત, દર્દ વગેરે ક્યાંથી પામે ? 'શી છે મજા સોબત વિનાની શરાબીમાં, શી છે મજા રોમાન્સ વીણ પ્રણય બિમારીમાં.' એ કવિઓ ને લેખકો, સાક્ષરો ને સુધારકો ન સમજે તો બીજું કોણ સમજે ?

આ મહાનુભવો પહેલાં તો માટીને નીંભાડામાં પકવીને જેમ ઈંટ–પથ્થર બનાવવામાં આવે છે તેમ પોતાનાં પ્રેમી ફરજંદોને પ્રેમના નીંભાડા રૂપી તમામ તબક્કાઓ-માંથી પસાર કરાવીને શીરીં ફરહાદ બનાવે છે.

'કિસ્મત કી કમનસીબી તો સૈયદ ક્યા કરે,
સિર પર ગીરા જો પહાડ તો ફરહાદ ક્યા કરે?'

આ બેત કવિને શા માટે રચવો પડ્યો? કારણ કે ફરહાદ પથ્થર બનવાને બદલે, પથ્થરના પહાડની અવગણના કરીને પથ્થર ખોદવા બેઠો. પહાડ પોતાની આવી અવગણના શે સાંખી શકે? એટલે પોતાના માર્ગભૂલ્યા ફરજંદને બાહુ પ્રસારીને પહાડે એકદમ પોતાના અંકમાં લઈ લીધો. પોતાનામાં આત્મસાત કરી દીધો મતલબ કે ફરહાદ પણ પથ્થર બન્યો.

આમ લયલા મજનૂ કે શીરીં ફરહાદની સ્થિતિએ પહોંચાડ્યા પહેલાં એ દેવ બની શકતાં નથી. અને દેવ એટલે કે પથ્થર સ્વરૂપ બન્યા પછી જ એમાંથી લેખનની, કાવ્યની, કલાની કે સુધારાની પ્રેરણા મળે ને? જગતની લોકકથાઓમાં પ્રધાનપુત્રો પથ્થરના બની જાય છે ત્યાર પછી જ રાજપુત્રો એને બથ ભરી ભરીને રૂવે છે. શહીદી એટલે જ પથ્થર થવું.

જે કવિઓ અને લેખકો પોતાની અનુપમ પ્રણય-કૃતિઓથી વાચકોનાં દિલ હલાવીને ચોધાર આંસુએ રોવરાવતા હોય છે તેઓ પોતાનાં ફરજંદોના પ્રણય આડે અનેકવિધ બહાને એટલા ખાતર જ આડખીલી-

ઓ ઊભા કરતા હોય છે. વિરોધ જેટલો વધુ એટલો પ્રણય વધારે જોરદાર. એ તો પ્રેમને વિકસાવવાનું સાચું સાધન છે. એ કવિઓ, લેખકો અને સાક્ષર સુધારકો ન સમજે તો બીજું કોણ સમજે ?

એટલે પહેલાં તો એ પ્રેમનો વિરોધ કરે, પછી એમને સુહિણી–મેહારની કોટિએ પહોંચાડે ને છેવટ એમને આદર્શ સ્થિતિએ એટલે કે અનંત સમાધિ સુધી પહોંચાડી દે. અનંત સમાધિ એટલે દેવસ્વરૂપ બનાવીને પછી એમાંથી એવી કરુણા સર્જાવે, એવી કરુણા સર્જાવે કે સર્જક, એનું સર્જન, વાચકો, શ્રોતાઓ, પ્રેક્ષકો અને સર્જકનાં સૌ સગાં વહાલાં હૈયાફાટ રુદન કરે. ત્યારે જ સર્જકની સાચી પ્રતિભા ઝળકે ને !

શેણી ને વીજાણંદ, રોમિયો અને જુલિયટ પથ્થર બન્યા પછીનાં જ સર્જન છે. એટલે જો કોઈ પ્રેમીને અમર બનવું હોય, કવિ–કલાકારની પ્રેરણા કે પ્રતિભા બનવું હોય એણે પથ્થર થવું રહ્યું. આમ કલા, નાટક, નવલ વગેરેના ચણતર મહીં અનેક નવલોહીઆ પથ્થર રૂપે ધરબાયા છે. આપણે જોયું તેમ કેટલાક સર્જકનાં પણ બે સર્જન હોય છે. એક સર્જન પાયામાં ધરબાયું હોય છે ને બીજું કલાકૃતિ રૂપ સર્જન એ પાયા ઉપર જ ચણતર રૂપે.

પણ પ્રેમના યે પ્રકાર હોય છે ને ? જેમ લયલા અને મજનૂ તેમ ઉમ્મરખય્યામ અને મનસૂર જેવા પ્રેમીઓ પણ હોય છે. એ બધાયને પથ્થર બન્યા પછી જ સફળતા મળેલી છે એમ ઇતિહાસ કહે છે. દૂર ક્યાં જવું ? એવા એક પ્રકારમાં ગાંધીજીને પણ વિશ્વપ્રેમી કહી શકાય. એમની સરળતા પણ દેવ બનવામાં એટલે કે પથ્થર થવામાં રહેલી છે. જો કે ગાંધીજી તો ધરમૂળથી દેવ ન બનવાનું જક્કી વલણ અખત્યાર કરતા આવ્યા છે. પણ ગાંધીજીમાં દેવત્વ ન દેખાય તો પછી આ દેશના લોકોને મન મહાત્માજીની મહત્તા શી ?

અમસ્થી યે કાળાંતરથી લોકોને એવી આદત પડી ગઈ છે કે કોઈકને દેવ બનાવીને પૂજે ત્યારે જ એને જંપ વળે. વળી સદ્‌વિવેક જાળવવા સામાન્ય માનવી અને દેવ વચ્ચેનું બધી પ્રકારનું અંતર કાયમ રહેવું જોઈએ એનું સતત ભાન લોકોને હોય છે. આવાં અનેક કારણોથી પ્રેરાઈને લોકોએ દેશનું ગૌરવ ગાંધીજીના દેવત્વમાં જોયું ને ગાંધીજીને પથ્થર બનાવી દીધા. ગાંધીજી ઇચ્છે કે ન ઇચ્છે, ગાંધીજીનું સૂક્ષ્મ સ્વરૂપ ગમે તે હોય પણ એમનું દેવ–પથ્થર સ્વરૂપ તો ગામડે ગામડે અને ગૃહે ગૃહે પૂજાય છે. ગાંધીજી પૂજાય છે કારણ કે ગાંધીજી પથ્થર થયા.

'પુરાતા પાયાના ચણતર મહીં પથ્થર થવું'ની આપણી ભાવનાનું એક બીજું સૂક્ષ્મ સ્વરૂપ તે રજ. જેમ અણુ અણુથી બ્રહ્માંડ બંધાયું છે તેમ રજ રજથી પથ્થર બંધાયો છે. રજ પથ્થરનું ઘણું નમ્ર સ્વરૂપ હોવાથી એનો સ્પર્શ કરનાર પણ ઘણું નમ્ર બની જાય છે. આથી કરીને આપણી આર્યસંસ્કૃતિમાં આ રજનું ઘણું મહત્ત્વ છે. આગળના જમાનામાં વડીલોની ચરણરજ લીધા વગર કોઈને ચેન ન પડતું.

રાત પડયે વેપારી જેમ રોજે રોજના હિસાબના ચોપડા ખતવી નાખે છે તેમ આપણે પણ વડીલોની ચરણરજને આંખ માથે ચડાવીને રોજે રોજ અહંને ઓગાળી નાખતા કેવો છે આ ચરણરજનો મહિમા !

એક દિવસ વિષ્ણુ ભગવાનને ચરણરજ લેવાનું મન થયું ને દુર્વાસા ઋષિને ખીજવ્યા. ઋષિ તાતા ઊના થતા દોડયા આવ્યા ને સૂતેલા વિષ્ણુભગવાનની છાતી ઉપર લાત લગાવી દીધી. પ્રભુ ચત્રભુજે દુર્વાસા ઋષિની પોતાની છાતીએ ચોટેલી ચરણરજ આંખે માથે ચડાવીને કહ્યું: 'પ્રભુ ! પાટુ આપે લગાવી તેથી હું તો કૃતાર્થ થયો પણ મારી રૂક્ષ છાતીમાં લાત લગાવતાં આપના કોમળ ચરણકમળને તો જફા નથી પહોંચી ને ?'

ભગવાન વિષ્ણુમાં આવી નમ્રતા ક્યાંથી આવી? ચરણરજમાંથી. ભરતે રામની પાદુકા સેવી, લક્ષ્મણે સીતાજીની ચરણરજ રોજ માથે ચડાવી, મીરાં નરસિંહ-તો વાલાજીની ચરણરજ માટે વલખાં મારતાં નાચ્યાં. એમ બધા સાધુ, સંતો ને ભક્તો મહાન બન્યા કારણ કે એ બધાએ પોતાના પ્રભુની ચરણરજ સેવી. ઘણી સ્ત્રીઓ સતી બનીને મહાન બની, કારણ કે એમણે પોતાના પતિની ચરણરજ સેવી. આપણી સ્ત્રીઓની સંસ્કૃતિ તો આ ચરણરજની જ બનેલી છે. આગળના જમાનામાં સ્ત્રીઓ 'ચરણોં કી દાસી' થવામાં જ પોતાનું ઈતિ કર્તવ્ય માનતી અને એ ભાવનાને અદ્ભુત, અદ્ભુત કહીને પુરુષો આવકારતા.

વનવાસ જતાં શ્રી રામને પગલે પગલે ગામના માણસોએ ફાંટો ભરી ભરીને શેરીઓની ધૂળ સાફ કરી નાખી. એટલું જ નહિ પણ પ્રત્યેક સદીમાં સંતોના પગલાં પાછળ શેરીઓની ધૂળને ગામના માણસો માથે ચડાવતા આવ્યા છે અને એમ કરીને નમ્ર બનવાનું અને રસ્તાઓ સાફ કરવાનું બેવડું પુણ્ય પ્રાપ્ત કરતા આવ્યા છે. આગાખાનની ચરણરજ લેવા ખોજા સ્ત્રીઓ બન્ને બાજુ હારબંધ ઊંધાં માથાં નાખી, વાળને રસ્તા ઉપર પાથરીને, આગાખાનને એના ઉપર ચલાવીને

ચરણુરજ લ્યે છે. બ્રહ્મદેશમાં પણ એ રીતે જ બૌદ્ધ સાધુઓની ચરણુ ધૂલિ સ્ત્રીઓ માથે ચડાવે છે.

પૂજ્યશ્રી ૧૦૮ શ્રી ગોંસાઈજીના બાલકને પગલે પગલે પડતી ભકતાણીઓ કોણે નથી ભાળી ? આ ભકતાણીઓ કંઈ ભારે શરીરને લીધે નથી પડતી પણ ચરણુરજમાં આળોટીને પવિત્ર થવા પડતાં મેલે છે. સુધરેલી સ્ત્રીઓ બડીખાણુની ધૂળ મોઢે છાંટયા કરે એના કરતાં આ પવિત્ર ચરણુરજ શું ખોટી ? કાનફટા, અઘોરી, ઓઘડા કે નાગડા બાવા સદેહે દેવ બનવા આ રજ કહેતાં ભસ્મનું આખે શરીરે આટલા માટે જ લેપન કરે છે. પથ્થરનું આ સૂક્ષ્મ સ્વરૂપ પોતાને અંગે ઓઢી લેવાથી જ આ સાધુઓ પૂજાય છે. સંસારવહેવારમાં પણ જ્યારે જ્યારે પુરુષો કોઈ રીતે પલળતા નથી ત્યારે ત્યારે સ્ત્રીઓ આ પથ્થરને ખોળે માથાં મૂકે છે ને પુરુષોના મૂઢ હૈયાં માખણુ જેવાં થઈ જાય છે. કયારેક પુરુષો પણ આ પથ્થર હારે ભાઈબંધી કરવાનો અખતરો અજમાવતા હોય છે.

ખુદ ગાંધીજી અને પંડિત જવાહરની ચરણુરજ લેવા લોકો હજી પડાપડી કયાં નથી કરતા ? પણ પંડિતજી તો પરદેશમાં ઊછર્યા છે એટલે આ ચરણુ-

રજની સંસ્કૃતિથી વંચિત હોવાને કારણે એનો વિરોધ કર્યાં કરે છે.

ચરણરજ જેમ જેમ માથે ચડાવતા જઇએ એમ કાયાનો ગરવ ગળતો જાય. પોતાની જાત વિષેનો એંકાર ઓગળતો જાય. ઘડીએ ને પળે ચરણરજ માથે ચડાવતાં બુદ્ધિ જાગૃત રહે અને ઉત્તરોત્તર નમ્રતા વધતી જાય કે અરેરે ! આ જગતમાં હું શું છું ? હું કાંઈ નથી. હું તો આ રજની યે રજ છું. આમ ધીરે ધીરે ઊધઈની પેઠે આપણો અહંકાર ઓગળી ગયા પછી સ્વાધીનતા કે પરાધીનતાનો, માનનો કે અપમાનનો ઉચ્ચનો કે નીચનો ભેદ જ ક્યાં રહે છે ? પછી તો ‘ જીસકે મનમેં ખટક રહી, વોહી અટકા રહા.’ એટલે જ મીરાંએ ગાયું ને કે—

‘ ચરન બિના મુઝે કછુ નહિ ભાવે,<br>
જૂઠ માયા સબ સપનન કી–<br>
મોહે લાગી લટક ગુરુ ચરનન કી. ’

ચરણરજ લેતા રહેવાની યાદ ચિરંજીવી રહે એટલા માટે આપણે પૂર્વજોનાં કે દેવ થયેલા આદરણીય નરનારીઓનાં પગલાં મંદિરમાં પધરાવીને પૂજીએ

જીએ. પછી તો વિષ્ણુ ભગવાને જેમ દુર્વાસા ઋષિનાં પગલાં પોતાની છાતી ઉપર પાડ્યાં તેમ પ્રભુને પગલે પગલે એનાં ભક્તોએ પોતાની છાતી ઉપર પ્રભુ સ્વરૂપ માનવીઓનાં કાયમી પગલાં પડતાં રહે એ માટે સોપાન સ્વરૂપ ધારણ કર્યું. સોપાન એટલે પગથિયું. આ પગથિયાંની જરૂર તો ઝૂંપડીથી માંડીને ઠેઠ મહેલાત સુધી સૌને પડે.

પગથિયું એ પથ્થરનું જ સીધું સ્વરૂપ હોવા છતાં પુરાતા પાયાના 'પથ્થર' ઉપર જેમ પછી ચણતર થયે જ જાય તેમ પગથિયાંને પણ પછી ચરણરજ મળ્યે જાય. ચરણરજ લેવાથી જેમ અહં ઓગળતો જાય તેમ પગથિયાં દ્વારા માનવીને ઊંચે ને ઊંચે ચડાવવાનું પુણ્ય પ્રાપ્ત થાય છે. કવિએ ગાયું છે કે 'ઊંચે ચડો જન પડેલ ચડાવવાને'. પુરાતા પાયાના ચણતર મહીં પથ્થર થવું'ની ભાવનાથી તદ્દન વિરોધી છે એના બદલે એમ ગાવું જોઈએ કે 'નીચે પડો જન પડેલ ચડાવવાને.' પગથિયું થવાની, પથ્થર થવાની સોપાન બનવાની ભાવના એ કવિએ કેળવી લાગતી નથી.

આમ પાયાના પથ્થરથી માંડીને પગથિયા સુધી અને પગથિયાથી માંડીને ચરણરજ સુધી આપણી

નમ્રતાની, ત્યાગની અને સહિષ્ણુતાની ભાવના વિકસી છે. આ વિકાસ અહીંથી જ નથી અટકયો પણ ચરણ-કમળ કહેતાં પગની અનેક પ્રવૃત્તિ સુધી વિકસેલો છે. દા. ત. ચરણ ચાંપવા, પગે પડવું, લાત ખાવી, પાટુ ખાવી વગેરે વગેરે. વિષ્ણુ ભગવાને પણ પગની પ્રવૃત્તિના આવા જ એક પ્રકાર દ્વારા દુર્વાસા ઋષિની ચરણરજ લીધેલી પૂજા હંમેશાં ગુણની થાય છે. પછી આપણે પગલાં પૂજીએ અને પગના ગુણને અવગણીએ તો તો નગુણા કહેવાઈએ. એવા એક કવિએ ગાઈ નાખ્યું કે–

‘ રંગરંગિયાં રંગિયાં ઘણું, પડયાં રિપુને પાય,
લાતો ખાધી લથડિયાં, એ દિન ચાલ્યા જાય. ’

એ દિન કયાં ચાલ્યા જાય ? શું કરવા ચાલ્યા જાય ? એ દિન ચાલ્યા જાય પછી રહ્યું શું બાકી ? પછી પથ્થર થવાની આપણી ભાવનાનું શું ? આ પાટુ ને લાતો તો પત્થર ન થયા હોઈએ એટલે જ લાગે ને ! પથ્થર થયા પછી પાટુ લાગતી જ નથી. એટલા માટે જ ક્રાંતદર્શી કવિએ ગાયું છે કે ‘ પુરાતા પાયાના ચણતર મહીં પથ્થર થવું. ’

કાકાસાહેબ કાલેલકરે કહ્યું જ છે ને કે જગત-સંસ્કૃતિનાં પારણાં અહીં–આ દેશમાં બંધાયાં છે. દુનિયાનાં દરેક ધર્મકર્મ, કળાકૌશલ્ય, શિલ્પસ્થાપત્ય

અને સાહિત્યસંસ્કારના પાયામાં જોશો તો એના ચણતરમાં હિંદ પથ્થર રૂપે ધરબાયેલું જ હશે. દુનિયા એ પોતાના કિલ્લાબુરજો અને શીખરમિનારા એ પાયા ઉપર જ ચણ્યા છે. જેમ કાચબાને આધારે શેષ અને શેષને આધારે પૃથ્વી રહેલી છે તેમ આ પથ્થર થવાની ભાવનાને આધારે હિંદ અને હિંદને આધારે નવખંડ ધરતીનાં ધારણપોષણ રહેલાં છે.

આથી કરીને જ મિત્ર રાજ્યોએ હિંદને બીજા વિશ્વયુદ્ધના પાયામાં રાખેલું. કારણ કે મિત્રરાજ્યો જગતની આઝાદી માટે લડતાં હતાં ને જગત આઝાદીના પાયામાં પથ્થર રૂપે હિંદ તો હોય જ ને! હવે જ્યારે જગતના બધા દેશોનાં નવચણતરનો પાયો નખાઈ રહ્યો છે ત્યારે એ પાયાના પથ્થર રૂપે હિંદ ન હોય તો બીજું કોણ હોય? એવા ગૌરવવંતા અને અદ્વિતીય આ દેશના લોહી માંસના ખાતરમાંથી વિશ્વની નવરચનાનો બાગ ફાલેફૂલે એવાં આપણાં અહોભાગ્ય ક્યાંથી? યાદૃશ્ય ભાવના તાદૃશ્ય સિદ્ધિ—

માટે હે કવિ! ગાયે જા, ગાયે જા કે 'પુરાતા પાયાના ચણતર મહીં પથ્થર થવું.' ગાણું અધૂરું મેલ્યા વગર ગાયે જા કે 'પુરાતા પાયાના ચણતર મહીં પથ્થર થવું.' બસ પથ્થર થવું.